શ્રી

# કૈલાસ માનસસરોવર દર્શન.



સ્વામી હંસ.

કિં. રૂ. ૨.

શ્રી

# કૈલાસ માનસ સરોવર દર્શન.

સુંદર ચિત્રો સહીત.

લેખક–સ્વામી હંસ

અનુવાદક:–

રા. ગિરિજાશંકર ભગવાનજી બધેકા

પ્રગટ કર્ત્તા:–

ચિમનલાલ ર. દેશાઇ.

ગીરગામ–મુંબઇ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦.

કિમ્મત રૂ. ૨–૦–૦.

અમદાવાદ શહાપુર વનમાળીવાંકાની પોળમાં **હરિભાઈ**
દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપી.

# પ્રગટકર્તાની પ્રસ્તાવના.

મ્હને નાનપણથી ગુજરાતી-મરાઠી નોવેલો તેમજ માસીકો વાંચવાનો ઘણો શોખ હોવાથી હું કેટલાક સારા માસીકો મંગાવી વાંચું છું અને તે પ્રમાણે ગયા વર્ષના જુન માસના "સમાલોચક"માં **સ્વામી હંસનું** ટુંક જીવનચરિત્ર મારા વાંચવામાં આવ્યું અને તે વાંચી મને પસંદ પડવાથી છપાવી બ્હાર પાડવાની મારી મરજી થઈ, અને તે પ્રમાણે એ ચરિત્રના લેખકનું સરનામું મારા સ્નેહી રા. રમણિયલાલ ગો. ત્રીપાઠી પાસે મંગાવ્યું જે તેઓએ મને તુરત મોકલાવી આપ્યું અને તે મળતાની સાથે મેં તે ચરિત્રના લેખક રા. મોતીલાલ જે. મહેતા ઉપર પત્ર લખી મ્હને મળવાનુ જણાવ્યું, તે મ્હને તુરત આવી મળી ગયાં અને "શ્રી કૈલાસ માનસસરોવર દર્શન"ની મરાઠી બુક તથા ભાષાન્તર મને વાંચવા આપી ગયા. મરાઠી પુસ્તક વાંચી તેનો અનુવાદ છપાવી બ્હાર પાડવાનું મેં નક્કી કર્યું

અને સ્વામીજીએ મ્હને આ પુસ્તક બ્હાર પાડવા પરવાનગી આપી અને તે પ્રમાણે પુસ્તકનું કામ શરૂ કરવામાં આવ્યું. પરંતુ છાપખાનાઓમાં કામની ભીડને લીધે જોઇએ તેટલી ઝડપથી અમને કામ મળી શક્યું નહિ જેથી પુસ્તક બ્હાર પાડવામાં વીલંબ થયો છે. આ પુસ્તક બ્હાર પાડવામાં મારા સ્નેહી રા. મોતીલાલ જે. મહેતાએ મ્હને ઘણી કીંમતી મદદ આપી છે. તેમનો આ સ્થળે ઉપકાર માનું છું. સ્વામીજીના આ પ્રવાસ સંબંધી અને તેમના જીવન સંબંધી હજુ વધારે હકીકત જાણવામાં આવશે તો તે ઈશ્વરકૃપાથી બીજી આવૃત્તિમાં દાખલ કરાવીશ. બીજા કોઈ ગ્રહસ્થો પાસે આવા પુસ્તકો હોય અને તે જો મ્હને મોકલી આપશે તો હું છપાવી બ્હાર પાડીશ.

ગીરગામ ટ્રામટરમીનસ,<br>
મહારાજા બીલ્ડીંગ—મુંબઇ.<br>
તા. ૨૦-૧૨-૧૯૧૯.

ચિમનલાલ ર. દેસાઈ.

# નિવેદન.



શ્રીયુત ગજાનન પાંડુરંગ નાટેકરે ( સ્વામીહંસે ) મરાઠીમાં લખેલું, "શ્રી કૈલાસ માનસ સરોવર દર્શન" નામનું પુસ્તક મારા વાંચવામાં આવતાં લેખકની સરલ લેખન શૈલી, હિમાલયના અતિ મનોહર દૃશ્યોને આંખ આગળ તાદૃશ ઉભાં કરવાની તેની શક્તિ, અડગનિશ્ચય, ધૈર્ય અને શાન્તિથી તેનું પ્રવાસ કરવાનું બળ અને સૌથી વધારે તો તેનો રગેરગમાં વહેતો ધાર્મિક જુસ્સો, એ વગેરેથી હું આકર્ષાયો, અને એ પુસ્તકને મારી માતૃભાષામાં ઉતારવા મને વિચાર થયો.

મેં તો એ પુસ્તકનો માત્ર અનુવાદ કર્યો છે એટલે એ સંબંધે મારે શું કહેવાનું હોય ?

આ પુસ્તકમાં જે કંઇ સારૂં જણાય તે માટે તો મૂળ લેખકનેજ ધન્યવાદ ઘટે છે.

મરાઠી ભાષાનું મારૂં જ્ઞાન સંગીન ન હોવાથી મારે મારા કેટલાએક મરાઠી જાણનારા મિત્રોની મદદ લેવી પડી છે, અને તે માટે તેમનો તેમજ બીજા જેજે મિત્રોએ મને કીંમતિ સૂચનાઓ આપી છે, તે સર્વનો હું આ સ્થળે અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું.

શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન
ભાવનગર તા. ૧૨-૧૧-૧૮

અનુવાદક.
ગિરિજાશંકર ભગવાનજી
બધેકા.

# ॥ स्वामी हंस. ॥



यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

श्रीमद्भगवद्गीता.

આ લોકમાં નાસ્તિક આસ્તિક વચ્ચે ઘણી વખત ધર્મ સંબંધી ચર્ચા થાય છે. તેમાં નાસ્તિકનો મુખ્ય પ્રશ્ન એ હોય છે કે જો ભગવાન તેને દર્શન આપે તોજ તેને ભગવાનમાં શ્રદ્ધા રહે. તે પ્રશ્નનો આસ્તિક જવાબ આપે છે કે જો તેને ભગવાનમાં શ્રદ્ધા હોય તોજ ભગવાન દર્શન આપે છે. નાસ્તિક માણસ કહે છે કે નાસ્તિકનો પ્રશ્ન સાચો છે. આસ્તિક કહે છે કે આસ્તિકનો જવાબ સાચો છે. ડાહ્યો માણસ સત્યજ શોધે છે અને સત્ય એ છે કે નાસ્તિકનો પ્રશ્ન ખોટો છે પણ આસ્તિકનો જવાબ સાચો છે કારણ કે માણસનું મન એવું શંકાવાળું રહે છે કે સાક્ષાત ભગવાન પોતે આવીને કહે કે હું ભગવાન છું; તોપણ

નાસ્તિકને શંકા થયા વગર રહેશે નહિ. તેથી ઉલટું, શ્રદ્ધાથી આસ્તિક માણસ ભગવાનને પોતામાં પ્રગટ કરે છે.

ભગવાન કેટલા ભક્ત-વત્સલ છે તે તો માત્ર તેના ભક્તોજ જાણે છે. ભક્તની લાયકાત પ્રમાણે તે તેના મનોરથ પૂર્ણ કરે છે; તેને પોતાની અગાધ રચનાનું સ્વરૂપ સમજાવે છે અને અંતે તેને પોતાના જેવો બનાવે છે. આ વિષય સામાન્ય માણસને અપરિચિત હોવાથી જે મહાત્માઓએ આત્માનુભવ લીધો હોય-ભગવાનના દર્શન કર્યા હોય તેમનું જીવન, તેમનો સત્સંગ બહુ ઉપયોગી થાય છે. આ પુસ્તકના લેખક શ્રીમન્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી સ્વામી હંસ એવી ઉત્તમ કોટીના મહાપુરૂષ છે.

તેમનું પૂર્વાશ્રમનું નામ રા. ગજાનન પાંડુરંગ નાટેકર હતું. તે ધુળીઆમાં પ્રખ્યાત વકીલ રા. પાંડુ તાત્યા નાટેકરના ન્હાના દીકરા છે. તેમનો જન્મ શકે ૧૮૦૦ ના જેઠ વદ ૧ ને દીવસે ધુળીઆમાં થયો હતો એટલે હમણાં તેમની ઉંમર ૪૮ વર્ષની છે. રા. ગજાનન ૪ વર્ષના હતા ત્યારે તેમના માતુશ્રી કૈલાસવાસી થવાથી તેનો બધો ભાર તેમના પિતાશ્રી ઉપર અને પછી તેના મ્હોટાભાઇ ઉપર આવી પડ્યો. તે તેના પિતાને બહુજ લાડકવાયા હતા. વળી તેમના પિતા શ્રીમંત હતા તેથી તેમનું બાલપણું અને તરૂણ અવસ્થા એશઆરામમાં અને સુખવિલાસમાં ગઈ. પાંડુતાત્યા

કાશી જાત્રા કરવા ગયા ત્યારે બ્રહ્મવર્તમાં પ્રસિદ્ધ થયેલ મહાન જોગણુ શ્રી સતરંજબાઇએ પોતાના યોગબળથી પોતામાં દૂધ ઉત્પન્ન કરી રા. ગજાનનરાવને ૨૨ દીવસ સ્તનપાન કરાવ્યું હતું તેથી પાંડુતાત્યાને પોતાના દિકરા વિશે ધાસ્તી ઉત્પન્ન થઈ.

રા. પાંડુતાત્યાએ એક જયોતીષી પાસે રા. ગજાનનરાવના જન્માક્ષર કરાવ્યા હતા. તેમાં તેમનું ભવિષ્ય–જીવન એટલું આશ્ચર્યકારક માલુમ પડયું કે તેને ખાત્રી થઇ કે મારે ઘેર કોઇ મહાન વૈરાગ્યવાન પુરૂષ અવતરેલ છે. તેથી તે ગજાનનરાવના જીવન ઉપર ખાસ નજર રાખતા અને થોડો વખત તેને ભગવતગીતા પણ વાંચવા આપતા નહી, અને ૧૬ વર્ષની ઉમરેજ ધૂળીઆમાં પરાડકરની કન્યા સાથે તેના લગ્ન કર્યા. રા. ગજાનનરાવ માટે ઘણી સારી કન્યાના કહેણુ આવતા પણ તેના પિતાએ રૂપાળી કન્યાને બદલે ગુણવાળીજ પસંદ કરી. એક વખત રા. ગજાનનરાવ પોતાના એક મિત્ર સાથે વાતચિત કરતા કહી ગયા કે "છેવટે પિતાએ આવીજ સ્ત્રી પસંદ કરીને" તે વાત તેના પિતાને કાને પહોંચી. તે ઉપરથી તેના પિતા એક વખત તેને પોતાની સાથે સાંજને વખતે ગામ બહાર ફરવા તેડી ગયા અને ત્યાં એકાંતમાં તેને પૂછયું કે "કેમ તને સ્ત્રી પસંદ ન આવી" રા. ગજાનનરાવે કહ્યું "એ તો હું મારા એક

મિત્ર પાસે તે વિશે મશ્કરી કરતો હતો. તમે જે કર્યું છે તેમાં મારી પુરી સંમતિ છે. તેના પિતાએ કહ્યું "જો, મેં તારૂં ભવિષ્ય જોવરાવી રાખેલ છે. તારી ભવિષ્યની જીંદગી જંગલમાં જવાની છે અને તારી પાછળ આ સ્ત્રીજ એકલી રહી શકે તેમ છે–એવા તેના ગુણ છે, અને તે ઉપરથીજ મેં તેને પસંદ કરેલ છે." આ પ્રમાણે નાની ઉમરથીજ તેની ભવિષ્યની જીંદગીની તૈયારી થતી હતી. તેમની સ્ત્રીનું નામ અ. સૌ. શારદાદેવી છે.

નાટેકરના કુટુંબમાં ભગવત્ ભક્ત ઘણા થયા છે. તેમજ બ્રહ્મચર્યાશ્રમમાંથી સંન્યસ્તાશ્રમમાં પણ ઘણા ગયા છે. શ્રી નાશીક ક્ષેત્રમાં આજે પણ નાટેકર સ્વામીનું નામ સાંભળવામાં આવે છે. તેના પિતાના કાકા પરમહંસ હતા અને તે પ્રખ્યાત શ્રી તૈલંગસ્વામીના ગુરૂબંધુ હતા. તેમણે કાશીમાં જ્યારે જળ સમાધી લીધી ત્યારે શ્રી તૈલંગસ્વામીએ જાતે તે સમાધીની જગ્યાએ જઇ અભિષેક કર્યો હતો.

રા. ગજાનનરાવનો મોસાળ પક્ષ પણ સેજવલકર કુટુંબના પુરૂષોથી પવિત્ર હતો. તેઓ યજ્ઞયાગાદિથી દિક્ષિતની પદવી પામ્યા હતા.

એવી રીતે નાટેકરના પવિત્ર શ્રીમંત અને બુદ્ધિવાન કુળમાં ગજાનનરાવે જન્મ લઇ પોતાનો અને પોતાના માતા, પિતા અને કુળનો ઉદ્ધાર કર્યો છે.

અતિશય લક્ષ્મી, અનુકુળ સ્ત્રી વિગેરે આ સંસારની સોનાની બેડીઓથી તેના પિતાએ રા. ગજાનનરાવને બાંધ્યા છતાં, તેના પૂર્વ જન્મનું તપ તેની આગળ ખડું થયું અને તેના જીવનમાં અસાધારણ ફેરફાર થવા લાગ્યા.

રા. ગજાનનરાવનો અભ્યાસ અંગ્રેજી સાતમા ધોરણ સુધીનો થયો હતો. પોતાના અભ્યાસ દરમ્યાન તે મનુષ્ય જીવનનું બહુજ બારીકીથી નિરિક્ષણ કરતા અને નિશાળમાં પણ ઘણી વખત કલાકના કલાક સત્ય શોધવાના વિચારમાં ગાળતા. તે ઇંગ્રેજી સાતમા ધોરણમાં હતા ત્યારે તેના પિતા સ્વર્ગવાસી થયા. ત્યાર પછી તે મેટ્રીકની પરિક્ષામાં બેઠા અને તેમાં નાપાસ પડયા. ત્યારપછી તેણે તારનું કામ શીખવાનું શરૂ કર્યું. તારની પરિક્ષાને બે ત્રણ મહિનાની વાર હતી તેવે સમયે પુનામાં પ્લેગ હોવાથી દેહુક્ષેત્ર કે જે શ્રી તુકારામ મહારાજના પગથી પાવન થયેલ છે ત્યાં ગયા. ત્યાં દરરોજ ઇંદ્રાયણી નદીના ઘાટ ઉપર સાયંકાળે જવાની તેને ટેવ હતી. ઇંદ્રાયણીના ઘાટ ઉપર તે રોજ કલાકના કલાક વિચાર કરતા બેસતા હતા. તે વિચારમાં ને વિચારમાં એક દિવસ ત્યાંનો દેખાવ જોઈ તેના પૂર્વજન્મના કર્મના બળથી તેને સંસાર મૃગજળ સમાન નશ્વર લાગ્યો અને જગતના ક્ષણભંગુર સુખને લાત મારી નિત્ય સુખ પ્રાપ્ત કરવા નિશ્ચય કર્યો. પછી શું વાર! જેવો તે વિચાર આવ્યો

કે તરત પોતાના કપડા, પુસ્તક વિગેરે સર્વ ઉપાધીની વસ્તુ ઈંદ્રાયણી નદીના ઝરામાં નાખી એકદમ ધૂળીએ આવી ઉગ્ર તપનો આરંભ કર્યો. ૧૮-૧૯ વર્ષની ઉમરે રા. ગજાનનરાવને આ પ્રમાણે દૃઢ વૈરાગ્ય ઉત્પન્ન થયો.

વૈરાગ્ય ઉત્પન્ન થવાના પ્રસંગ માણુસને ઘણીવાર આવે છે પણ ઘણાને તેની અસર તેના મન ઉપર કાયમ રહેતી નથી. અભ્યાસથી મન શુદ્ધ થાય છે અને વિવેક અને વૈરાગ્યથી સ્થિર થાય છે. આવું શુદ્ધ અને સ્થિર થયેલ મન ભગવત્ ચરણમાં અર્પણ કરવાથી ઈષ્ટ સિદ્ધિ મળે છે.

રા. ગજાનનરાવ ધૂળીઆ આવ્યા ત્યારે તેમની પહેલાની મનોવૃતિનો લોપ થયો હતો. તેની જગ્યાએ મૌનવૃત્તિ જામી હતી. વિલાસનો પરાભવ કરી તેની જગ્યાએ વૈરાગ્ય જામ્યો હતો. દેહ એજ દેવ એ માન્યતાને બદલે ઈશ્વરજ સત્ય છે એ વિચારનું જોર વધ્યું હતું. શ્રી ગુરૂદત્તાત્રયની કથા ગાયત્રી મંત્રનો જપ, અને સદ્‌ગુરૂનામ સ્મરણનો વ્યવસાય લાગ્યો હતો. ફકત શરીર યાત્રાને માટે રાત્રે દૂધ પીતા.

રા. ગજાનનરાવના મ્હોટા ભાઇની વહુનો સ્વભાવ રજોગુણી હોવાથી તેને પોતાના દેર દેરાણીની સાથે રહેવું અનુકુળ પડયું નહિ તેથી તેના મ્હોટા ભાઈએ તેને પોતાથી જુદા થવાનું કહ્યું અને તેના ભાગની મિલ્કત તેને આપી દીધી. આ પ્રસંગથી પણ તેનો વૈરાગ્ય બહુ વધ્યો અને

પોતાની સ્રીને કહ્યું કે હવે મારે મારૂં જીવન તદ્દન ફેરવી નાખવું છે. તમારી ઈચ્છા હોય તો આપણા ભાગમાં આવેલ આ મ્હોટી મિલ્કત તમે રાખો અને આનંદ કરો અથવા મિલકત ધર્માદામાં નાખી દો અને મારી સાથે સાધુવૃતિથી રહો. આ બાબત ઉપર વિચાર કરવા તેણે પોતાની સ્રીને ૭ દીવસ આપ્યા, પણ તેમની સ્રી પણ પતિવૃતા સાધ્વી હોવાથી મિલકત લઈ જુદા રહેવાની સ્થીતિ સ્વીકારી નહી અને ફકત પતિ સેવામાં જીવન ગાળવાનું પસંદ કર્યું. એવી મોટી મિલકતનો ઉપયોગ પરમ પુરૂષાર્થમાં વિઘ્નકર્તા થશે એવું રા. ગજાનનરાવને લાગવાથી તેમણે તે કેળવણી અને અન્નદાનમાં વાપરી નાખી અને જ્યાં આપી ત્યાં પણ પોતાનું નામ પ્રસિદ્ધ થાય નહી તેવી ઈચ્છાથી આપી હતી. કારણ કે દાનના અભિમાનથી પણ પુરૂષાર્થ સફળ થવામાં વિલંબ થાય છે.

રા. ગજાનનરાવને લાગ્યું કે પોતાનું તપ ૧૨ વર્ષ ચાલશે, તે નિશ્ચિંત રીતે થઈ શકે એવા હેતુથી રોજ આઠ આનાના જુજ ખર્ચથી રહેતાં તે હિસાબે ૧૨ વર્ષ ચાલે તેટલીજ રકમ માત્ર તેને પોતાના ઉપયોગ માટે રાખી હતી અને ૧૨ વર્ષે તપ સફળ ન થાય અને શ્રીભગવાન ગુરૂ-દતાત્રયનાં દર્શન ન થાય તો ભિક્ષાવૃત્તિથી રહેવાનો વિચાર રાખ્યો હતો. એવી રીતે ૧૫ રૂપીઆના માસિક ખર્ચથી

બન્ને સ્ત્રી પુરૂષ રહેવા લાગ્યાં. તેમણે પોતાની સ્ત્રીને કહ્યું કે ઘરની બાબતમાં તેને કાંઇ પૂછવું નહીં. જે જે તૈયાર હશે તે પોતે આનંદથી જમી લેશે. તેથી ઘરની બધી વ્યવસ્થા તેની સ્ત્રીજ રાખતાં. વળી વખતો વખત પોતાની સ્ત્રીને ઉપદેશ આપી તેના મનમાંથી રજોગુણી અને તમોગુણી વિચાર દૂર કરતા હતા. *

આ વખત શ્રી ગુરૂદતાત્રયની એક સુંદર છબી રા. ગજાનનરાવના જોવામાં આવી. તેવીજ બીજી તેજ ચિતારા પાસે તૈયાર કરાવી સુંદર ચોકઠામાં મઢાવી તે ઉપર ધીરે ધીરે ધ્યાન વધારવા માંડયું, અને બ્રહ્મચર્ય, તપ, ભક્તિ, વૈરાગ્ય વિગેરેથી મન ઉપર અંકુશ વધારી મનને સ્વાધીન કરી શકયા. તે વખતે તેમને કોઇને મળવાની ફુરસદ નહોતી. ગુરૂના ચિંતનમાં અને તેના દર્શનની આતુરતામાં તે ગાંડા જેવા થઈ ગયા હતા. પહેલાં ૩–૪ કલાક પુજામાં બેસતા અને બાકીનો વખત વાંચનમાં ગાળતા. ધીમે ધીમે પુજામાં વખત વધારવા લાગ્યા અને છેવટે લગભગ ૨૨ કલાક સુધી રોજ પોતે એક ધ્યાનથી રહી શકતા, ફકત જમવા માટેજ પોતાની ઓરડીમાંથી બહાર આવતા. એક વખત પુજામાં

* તેમને આજ બે કન્યા રત્ન છે, અને તેના ધર્મ પત્ની પોતાના પતિની સહાયતાથી અને પોતાના ગુરૂની કૃપાથી પોતાનું આયુષ્ય પ્રભુ સેવામાં ગાળે છે.

હતા ત્યારે તેના ઘરને આગ લાગી. ઘરનાં બધાં માણુસ બહાર નીકળી ગયાં અને કેટલાંક માણુસોએ મેડી ઉપર જઇ તેની ઓરડીનાં બાર ઠોકી તેને બહાર આવવા કહ્યું. રા. ગજાનનરાવે જોયું તો ઘરને આગ લાગી હતી, પણ પોતાની પૂજા મુકી નહી, અંતે ઘરવાળાએ પાણીના ઘડા લાવી વખતસર આગ બુઝાવી નાંખી હતી, પણ રા. ગજાનનરાવ પોતાની ઓરડીમાંથી બહાર નિકળ્યા નહોતા.

આવી રીતે રા. ગજાનનરાવ ઉર્ફે સ્વામી હંસે ઉગ્ર તપશ્ચર્યા શરૂ કરી. રોજ શ્રી ગુરૂચરિત્રનું પારાયણ, ગાયત્રી, જપ, બાર આવર્તન નમસ્કાર, તથા ફક્ત દૂધનો આહાર એવી રીતે સાડાત્રણ વર્ષ કાઢયાં. પુરસ્ચરણ પૂર્ણ થયા પછી બાર જ્યોતિર્લિંગ, સાત પુરી, અને ચાર ધામ કર્યા. વરસમાં થોડા દીવસ નિયમસર શ્રી ગિરિનાર પર્વત ઉ .ર શ્રી દત્તાત્રયની પાદુકા પાસે નિવાસ કરતા. શ્રી ગિરિનાર, હિમાલય, અને ધુણીઆમાં ઘણા ખરા દિવસ ગાળતા. એવામાં તેમને એક શ્રીમત્ સ્વામી હંસસ્વરૂપનો મેળાપ થયો. તેણે રા. ગજાનનરાવને આસન પ્રાણાયાય વિગેરેનો વિધિ શિખડાવ્યો. પણ તેણે અનુગ્રહ કરવા સારૂ ના પાડી. તે ઉપરથી તેણે પોતાના ઇષ્ટદેવ શ્રી સદ્ગુરૂ દત્તાત્રય પાસે-થીજ અનુગ્રહ લેવાનો નિશ્ચય કર્યો. ક્રમે ક્રમે તેનો અભ્યાસ વધ્યો અને તેનો ધ્યાન યોગ એટલે સુધી પહોંચ્યો કે જ્યારે

પોતાના ઉપાસ્ય દેવની સ્તુતિ કે તેના સ્તોત્ર તેના સાંભળવામાં આવતા ત્યારે તે તન્મય થઈ જતાં અને તેને બાહ્ય જીવનનું ભાન પણ રહેતું નહી.

શ્રી સમર્થ રામદાસ સ્વામી કહે છે કે-

देवाच्या सख्यत्वासाठी । पडाव्या जिवलगाच्या तुटी ॥
प्रसंग पडतां शेवटीं । प्राण तोही त्यजावा ॥
एकांतांत बसावें । जप ध्यान करीत जावें ॥
सिद्धि होय तों न भेटावें । कवणएकासी ॥

આ અમૃત તુલ્ય વાકયો શ્રી હંસ સ્વામીના જીવનને અક્ષરશઃ લાગુ પડે છે.

એક વખત તે જ્યારે પુજામાં હતા ત્યારે અંતરિક્ષમાંથી અવાજ આવ્યો કે તું ગિરિનાર જા. બીજે દીવસ અને ત્રીજે દીવસ પણ તેજ વખતે એવોજ અવાજ આવ્યો તેથી તે ગિરિનાર ગયા અને ત્યાં શ્રી ભગવાન દત્તાત્રયની પાદુકાની અનન્ય ભાવે સેવા કરી. ત્યાં તન્મય થઈ તેમના ચરણ પર મસ્તક મુકી તેનોજ આશ્રય કર્યો. ત્યાં પણ ઘણો વખત તપશ્ચર્યા કર્યા બાદ શ્રી ગુરૂદેવે તેમની એવી અચળ નિષ્ઠા અને ભક્તિ જોઈ અત્યંત આનંદથી તેના ઉપર અનુગ્રહ કરવા માટે તેને હિમાલયની પેલી તરફ તીબેટમાં કૈલાસ પર્વત ઉપર ગવરીકુંડને તીરે આવવા આજ્ઞા કરી. પણ તેણે તે

સ્થળ જોયેલ નહી હોવાથી પુછયું કે મેં તે સ્થળ જોયેલ નથી તો મારે કઈ દિશાએ જવું. તે ઉપરથી તેની આગળ એક નકશો આણ્યો કે જેમાં હિમાલયની તળેટીએ રેલ્વેના છેલ્લા સ્ટેશન કાથગોદામથી હિમાલયની બીજી બાજુ પશ્ચિમ તીબેટમાં ગૌરીકુંડ જવાનો રસ્તો જોયો. તે ઉપરથી તેમણે ત્યાંથી ગૌરીકુંડ જવા તૈયારી કરી. મુંબઈ આવી મુસાફરી માટે જોઈતો સામાન, જોઈતા પૈસા વિગેરે લઈ પ્રયાણ કર્યું, અને પોતાની સ્ત્રીને લખી જણાવ્યું કે હવે હું ગુરૂના આદેશ પ્રમાણે કૈલાસ જાઉંછું અને જો છ મહિનામાં પાછો ન આવું મેં દેહ ત્યાગ કર્યો છે એમ સમજી લેવું. એ પ્રમાણે શ્રી કૈલાસ પર્વત અને માનસ સરોવરની મુસાફરીએ નીકળ્યા અને તે દરમ્યાન તેને જે જે અનુભવ થયા છે તે તેમણે આ પુસ્તકમાં લખેલ છે. તે પ્રવાસમાં જોયેલ સ્થળો, મનને સહજ સમાધીમાં લઈ જાય તેવાં સ્થાનો, અને ત્યાં મહાત્માઓ સાથેના પરિચયનું સુખ તેમજ તે નિમિતે તેમને જે સંકટ પડયાં તે વિશે ઘણા જીજ્ઞાસુઓ તેમને વારંવાર પુછતા હતા પણ દરેકને તે હકીકત વારંવાર પુરી પાડવી તે અશકય હતું તેથી તેણે સન ૧૯૦૮ માં મરાઠી "કેસરી" પત્રના કેટલાક અંકમાં "હંસ"ની સહીથી પોતાના પ્રવાસની છુટક બીના લોક કલ્યાણાર્થે પ્રગટ કરી છે અને તે પ્રસિદ્ધ થયા પછી કેટલાક સદ્ગૃહસ્થની સુચનાથી તે બીના મરાઠીમાં ધુળીઆની સત્કાર્યોતેજક સભાએ

તે પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરેલ છે. તે પુસ્તકની સઘળી નકલો ખપી ગયેલ હોવાથી હાલ વેચાતી મળી શકતી નથી.

તે મરાઠી પુસ્તક વાંચી મારા એક મિત્ર રા. ગિરિજાશંકર ભગવાનજી બધેકાએ તેનો ગુજરાતીમાં અનુવાદ કરી "પટેલબન્ધુ" માસિકમાં "વિનાયક"ના ઉપનામથી આપેલ છે. રા. ગિરિજાશંકર લખે છે કે પુસ્તકનું મૂળ લખાણ ઘણું સુંદર અને સરળ છે અને તેની સરળતા જોઇનેજ હું તેનો અનુવાદ કરવા લલચાયો છું. આ પુસ્તક તેનીજ નકલ છે.

શ્રીમન્ સ્વામી હંસ શ્રી કૈલાસ અને માનસસરોવરની જાત્રા કરવા નીકળ્યા તે પહેલા થોડા સમય ઉપર ડૉકટર સ્વેનહેડન નામના એક પાશ્ચિમાત્ય પ્રવાસી ગ્રહસ્થ પોતાના મ્હોટા રસાલા સાથે હિમાલયમાં ફરતા ફરતા માનસસરોવર ગયા હતા અને થોડા દિવસ સરોવર કિનારે મુકામ કર્યો હતો. એ આવા વિકટ પ્રવાસમાંથી પાછા આવ્યા તે માટે તેમના બહુ વખાણ થયા હતા. ડૉકટર સાહેબે પોતાના પ્રવાસની હકીકત પુસ્તક રૂપે ત્રણ ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે. એમની મુસાફરીમાં એમની સાથે ઘણા માણસ હતા. અને એમને લગભગ છ લાખ રૂપીયાનું ખર્ચ થયું હતું, જ્યારે સ્વામી હંસ એકલા, કોઇની સહાય વગર પોતાના ઉપરજ આધાર રાખી શ્રી કૈલાસ અને માનસસરોવરની યાત્રા પુરી કરી ક્ષેમકુશળ પાછા આવ્યા તે માટે આપણે તેમને જેટલું અભિનંદન આપીએ તેટલું ઓછું છે.

શ્રી કૈલાસ માનસસરોવરની જાત્રા ઘણી મુશ્કેલ અને ઘણી અશકય છે પણ તે સ્વામી હંસે શકય કરી બતાવી છે. તેનામાં આટલી શક્તિ તથા હિંમત કયાંથી આવી તેનો એટલોજ ઉત્તર છે કે તેની સદ્ગુરૂ ઉપર અચળ નિષ્ઠા અને આત્મવિશ્વાસ તેમજ ઇચ્છિત વસ્તુ સાધ્ય થતાં સુધી કરવો જોઇતો દ્રઢ નિશ્ચય એ તેનામાં જોઇએ તેટલા હતા.

ગિરિનાર ઉપરથી હિમાલયમાં ગૌરીકુંડ સુધી આવવાનું કહેવામાં શ્રી ગુરૂદત્તાત્રયનો મુખ્ય ઉદ્દેશ પોતાના શિષ્યના દેહાભિમાનની પરિક્ષા કરવાનો હતો, અને તેમાં પણ જ્યારે જ્યારે શિષ્યની ધીરજ ઓછી થતી ત્યારે તે પુરતી મદદ આપતા હતા.

સ્વામીજીએ આગળ એક વખત હિમાલયમાં કરેલ પ્રવાસ વખતે એક ભોમીઓ માસીક પગારથી સાથે લીધો હતો. તે ભોમીઆએ તેના પ્રવાસમાં તેની બહુ ચાકરી કરી હતી અને જો તે ન હોત તો તે પ્રવાસ સફળ થાત કે નહિ તે પણ શંકા જેવું હતું. જ્યારે તેઓની પછવાડે એક વખત એક જંગલી હાથી પડયો હતો અને હાથી બહુ નજીક આવી પહોંચતા બચવાનું સાધન નહોતું ત્યારે એક ઉંડી ખાઇમાં પહેલાં ભોમીઆએજ કુદકો માર્યો હતો અને સ્વામીજીને પણ તેમ કરવા પ્રેરણા કરી હતી. તે ઉપરથી સ્વામીજીએ પણ તે ખાઇમાં

કુહાડો માર્યો હતો. તે ભોમીઓ કોણ હતો તેની પહેલાં સ્વામીજીને ખબર નહોતી. તે પ્રવાસ પૂર્ણ થયે તે ભોમીઆને પગાર ચુકાવી તેણે રજા આપી. ભોમીઆએ રજા લેતી વખતે સ્વામીજીને પોતાના ઘરનું ઠેકાણું વિગેરે આપી વિનંતી કરી કે વળતા મારે ઘેર જરૂર પધારજો. એ પ્રમાણે મુસાફરીથી પાછા વળતા સ્વામીજી તેને ઘેર ગયા અને ત્યાં તપાસ કરતાં માલુમ પડયું કે તે ભોમીઆના દીકરાનો દીકરો તેના દાદાનું શ્રાદ્ધ કરતો હતો. જે ભોમીઆને પોતે થોડા દીવસ અગાઉ પગાર ચુકવ્યો હતો તેને ગુજરી ગયા ઘણા વર્ષ થઈ ગયા હતા એમ તેના દીકરાના દીકરાએ કહ્યું તે વખતે સ્વામીજીને શ્રી સદ્‌ગુરૂના અનુગ્રહ માટે આનંદના આંસુ આવ્યા હતા. શ્રી ગુરૂદેવ પોતેજ ભોમીઆનું રૂપ લઈ તેને રસ્તો બતાડવા આવ્યા હતા.

હિમાલયમાં એક વખત ચિત્તવૃત્તિ શાંત થઈ જવાથી સ્વામીજી અંધારામાં એક પત્થર જોઇ તેના ઉપર ધ્યાનમાં બેઠા. તેના ભોમીઆએ જોયું તો તે પત્થર નહોતો પણ એક મ્હોટો અજગર કુંડાળું વાળી બેઠો હતો અને તેના ઉપર સ્વામીજી ધ્યાન ધરી બેઠા હતા. તેણે જાડા કપડાં પહેરેલ હોવાથી અજગરનું શરીર પત્થર જેવુંજ લાગ્યું. ભોમીઆએ સ્વામીજીને પોતાની પાસે બોલાવી પૂછયું કે તમે ક્યાં બેઠા હતા! ત્યારે સ્વામીજીએ પોતે જેને પત્થર

માન્યો હતો તે વસ્તુ બતાવી. તે પછી ભોમીઆએ તેને ખાત્રી કરી આપી કે તે મ્હોટો અજગર હતો. તેની આંખોના ડોળા મ્હોટા અને બીહામણા હતા.

પ્રવાસ દરમ્યાન એક વખત કોઇએ તેને સહજ ભૂલમાં કહ્યું કે સામેની ગુફામાં કોઇ તપસ્વી સાધુ રહે છે. તે ઉપરથી તેણે ત્યાં જવા ઈચ્છા કરી. તેના ભોમીઆએ કહ્યું કે તે ગુફામાં એક વાઘ રહે છે પણ સ્વામીજીએ હઠ છોડી નહિ તે ઉપરથી બન્ને ત્યાં ગયા અને જોયું તો એક વાઘ પોતાનો શિકાર ખાતો હતો. તે બતાવી ભોમીઆએ કહ્યું જુઓ, આ તમારો સાધુ!

ગૌરીકુંડ ઉપર જ્યારે સ્વામીજી શ્રી ગુરૂદત્તાત્રયને મળ્યા ત્યારે તેની સાથે તેને અર્ધો કલાક વાતચીત થઇ હતી. શ્રી ગુરૂદેવે સ્વામીજીને કહ્યું કે "આ તારો પુરૂષાર્થ ૧૩ જન્મનો છે. ૧૩ જન્મથી તને મારા દર્શનની ઈચ્છા હતી અને ગયા જન્મમાં તો તે એકજ ઇચ્છાથી તે શરીર છોડયું હતું તેથી આ જન્મમાં તારો અધિકાર પૂર્ણ થવાથી મેં તને દર્શન આપેલ છે. આ જન્મમાં પણ અનેક સંકટ આપવાનો હેતુ તારૂં કાંઈક બાકી રહેલ દેહાભિમાન છોડાવવાનો હતો." જે ચિત્ર ઉપર સ્વામીજીએ ૧૦-૧૨ વર્ષ સુધી ધ્યાન ધર્યું હતું તેજ સ્વરૂપ સન્મુખ વાતચિત કરતું પ્રત્યક્ષ થયું. ત્યાં ૪ કુતરા પણ હતા અને ગાય પણ જરા

**આગળ ઉભી હતી. તે ચિત્ર ઉપરથી લીધેલ ફોટો આ પુસ્તકમાં ૧૮૭ પાને પ્રગટ કરેલ છે.**

આવી રીતે જેને આપણે જીવનમુક્ત દશા કહીએ છીએ તે સ્વામીજીએ પ્રાપ્ત કરેલ છે. બાહ્યાચારમાં પણ સ્વામીજી સ્વતંત્ર રહે છે. તે કોઈ વખત કફની, કોઈ વખત ધોતીયું અને પેરણ, કોઈ વખત કોટ પાટલુન અને હેટ, પણ પહેરે છે. કેટલાક લોક એવા વિચારના હોય છે કે સન્યાસીઓએ અમુક આચારથીજ રહેવું જોઇએ. તેઓને માટે એકજ જવાબ છે કે જેને સન્યાસનું પણ અભિમાન નથી તેઓને સન્યાસ ધર્મ લાગુ થઇ શકતા નથી. તેવા જીવન્મુક્ત પુરૂષો પોતાની મુકત દશાથી પણ બંધાતા નથી. એક વખત સ્વામીજીએ ફકત કફનીજ પહેરી હતી અને ટ્રેનમાં એક ગ્રહસ્થે તેને કહ્યું કે સ્વામીજી ! આ કફનીથી આપનામાં ઘણું ગાંભીર્ય લાગે છે. ત્યારે સ્વામીજીએ જવાબ આપ્યો કે જો કફનીમાંજ ગાંભીર્ય હોય તો ખુશીથી કફની લઈ જાઓ અને કફનીની પુજા કરો, કફનીને નમસ્કાર કરો કારણ કે કફની વગર મારામાં તમને કાંઈ લાગતું નથી. ખરી રીતે તો ગાંભીર્ય નથી કફનીમાં કે નથી તેનાથી ઢંકાયેલ શરીરમાં; ગાંભીર્ય જે છે તે આત્માનું છે, આત્મામાં છે. સ્વામીજી કહે છે: આચાર એક વાડ રૂપ છે એટલે જેમ એક ઝાડ નાનુ હોય ત્યાં સુધી તેને કોઈ ખાઈ

ન જાય તેટલા માટે કાંટાની વાડ કરવામાં આવે છે તેમ અપકવ અને ચંચળ મન વાળા માણુસને સદાચારની વાડની જરૂર છે કે જેથી તે દુરાચારમાં જઈ ન શકે. જ્યારે મન સ્વાધીન થઇ જાય છે ત્યારે વાડની જરૂર રહેતી નથી.

એક વખત સ્વામીજી મારા એક મિત્રને મળવા ગયા હતા. તે પણ પરમ ભાવિક અને શ્રદ્ધાવાન હતા પણ સ્વામીજીના વૈરાગ્યની પરિક્ષા કરવાની ખાતર તેણે એક હજાર રૂપીઆની નોટ સ્વામીજીના ખીસામાં ગુપ્ત રીતે નાખી દીધી. સ્વામીજીએ ઘેર આવી ખીસું તપાસ્યું અને નોટ માલુમ પડી. તેજ વખતે તે પાછા તેની પાસે જઇ તે પાછી આપી આવ્યા અને કહ્યું કે હાલ મારે પૈસાની બીલકુલ જરૂર નથી. મારે જોઇશે ત્યારે હું ખુશીથી માગીશ.

ગુપ્ત રીતે કોઈ શેઠ શાહુકારો સ્વામીજીને કોઈ વખત મ્હોટી રકમ ભેટ આપે છે પણ તે સર્વ સ્વામીજી માબાપ વગરના અને ગરીબ છોકરાંને કેળવણી આપવામાં વાપરી નાંખે છે. પોતે એમજ માને છે કે પ્રભુજ તેના હાથે દાન કરાવે છે તેથી તેની સખાવત સામાન્ય માણુસની સખાવત માફક પ્રસિદ્ધિમાં આવતી નથી.

સ્વામીજીને સત્ય ઉપર એટલો બધો પ્રેમ છે કે ઘણી વખત જ્યારે જયારે ઇશ્વર ભજન તેમના કાન ઉપર પડે

છે ત્યારે ત્યારે તે દેહભાન ભૂલી તરત સમાધિસ્થ થાય છે. તેમની એવી સ્થિતિ જોવાનું ભાગ્ય મને ઘણી વખત પ્રાપ્ત થયેલ છે, એટલુંજ નહિ પણ ઘણી વખત કોઇ પ્રશ્ન પુછવાની ઈચ્છા થતાં તેનો જવાબ તે પહેલાંજ આપેલ છે. એક વખત તે ઘાટકુપર ભિક્ષા માટે આવેલ ત્યારે એક માણસે તેને પૂછયું કે તેણે શું કરવું ત્યારે સ્વામીજીએ ટુંકામાં જવાબ આપ્યો કે, " Know thyself. Control thyself. Be honest to thyself. " એટલે તું તને ઓળખ, તું તારો સ્વભાવ નિયમમાં રાખ અને સત્યનો આગ્રહ રાખ. બીજા કોઇએ એવોજ પ્રશ્ન પુછયો હતો ત્યારે તેણે જવાબ આપ્યો કે, " સત્ય અને બ્રહ્મચર્ય પાળ. " સ્વામીજીને જેટલો સત્ય ઉપર આગ્રહ છે તેટલોજ બ્રહ્મચર્ય ઉપર છે. તે કહે છે કે, બ્રહ્મચર્યથી તંદુરસ્તી સારી રહે છે અને તેથી આ જન્મનું સાર્થક થાય છે એટલુંજ નહિ પણ ભાવિ જન્મના લાભ માટે પરમ પુરૂષાર્થ કરવાની શક્તિ પણ આવે છે.

એક વખતે સ્વામીજી કેટલાક જીજ્ઞાસુઓને માંડુક્ય ઉપનીષદ્ અને અવધૂત ગીતાના સિદ્ધાંતો સમજાવતા હતા. તે દરમ્યાન તેમણે ટુંકામાં સારાંશથી કહ્યું કે, " જેટલું દેખાય છે તેનો નાશ છે. દ્રષ્ટાજ અવિનાશી અને સત્ય છે અને તે દેશ કાળ અને વસ્તુથી અબાધિત છે. તે નથી

બહાર, નથી અંદર, નથી વચમાં, ત્યારે ક્યાં છે ? સર્વત્ર અને સર્વથી અતીત. લોક એમ સમજે છે કે સ્વામી એટલે આટલો વસ્તુપરિછિન્ન દેહ. સ્વામી એટલામાં નથી. સ્વામી સર્વત્ર છે, શરીર માટી છે અને તેનું અભિમાન રાખવું તે કેવળ મૂર્ખાઇ છે."

આવા પરમ પુરૂષાર્થમાં ગુરૂની જરૂર રહે છે. કોઈકજ એવો ભાગ્યશાળી પુરૂષ હશે કે જેને કોઇ પુસ્તકની કે કોઈ ગુરૂની જરૂર પડી ન હોય અને ફક્ત અંતરાત્મા તરફથી મળતાં આદેશથીજ પોતાનું કલ્યાણ કરી શક્યો હશે. જૈન હિતેચ્છુ પત્રના અધિપતી એક વખત સ્વામીજી પાસે આવ્યા હતા અને પુછ્યું હતું કે યોગ્ય ગુરૂ મળવામાંજ કેટલાકને મુશ્કેલી પડે છે અને ઘણી વખત ગુરૂ કર્યા પછી ગુરૂમાં દોષ દેખાય છે તેનો ઉપાય શું કરવા. સ્વામીજીએ કહ્યું કે પોતાને જેવી ઇશ્વર બુદ્ધિ આપે તે પ્રમાણે તપાસ કરી યોગ્ય ગુરૂ સંપાદન કરવા પણ ગુરૂ કર્યા પછી તેના ઉપર અડગ શ્રદ્ધા રાખવી. ગુરૂમાં દોષ લાગે તો પણ તે દોષ રૂપે ન જોવો અને પોતાનો પુરૂષાર્થ પૂર્ણ કરવો કારણ કે જેટલો ગુરૂનો અનુગ્રહ તેટલો શિષ્યનો ઉત્સાહ પણ જરૂરનો છે, અને અંતે શ્રદ્ધાના બળથી પુરૂષાર્થ સફળ થાય છે. ઇશ્વરકૃપા વગર ફળ સિદ્ધિ થતી નથી અને ગુરૂમાં અડગ શ્રદ્ધા હોય તો ઇશ્વરજ ગુરૂદ્વારા કાર્ય સિદ્ધિ કરી

આપે છે. ઇશ્વર યોગ અને ક્ષેમ બન્ને ચલાવે છે એટલે અપ્રાપ્ત વસ્તુ પ્રાપ્ત કરી આપે છે અને પ્રાપ્ત વસ્તુનું રક્ષણ કરે છે. તે પણ જગતની અનિત્ય વસ્તુ નહી પણ આત્મ વિકાસમાં મદદ કરી જેટલો વિકાસ થયો હોય તે સ્થીર કરે છે. માટે જે કરવું તે પૂર્ણ ભાવથી ગુરૂને પ્રભુ સમજી તેને સર્વ અર્પણ કરી આપણા શરીર, પ્રાણ અને મન પ્રભુને રમવાના ક્ષેત્ર બનાવવા જોઇએ.

એવી ભક્તિનો પ્રભાવ કેવો પડે છે તે પ્રત્યક્ષ બતાવવા એક વખત મને સ્વામીજી કહે "મોતીલાલ, આંહી આવો, આ જુઓ, આ ચિત્રમાં ભગવાન રાધાના પગમાં પોતાનો મુગટ ધરી રહ્યા છે. આવીજ રીતે ભગવાન ભક્તની સેવા કરે છે અને ભક્ત ભગવાનની સેવા કરે છે. જેટલું ફળ આગળ તપ, યોગ વિગેરેથી થતું તેટલું કળીયુગમાં ભક્તિથી, ભગવત નામ સ્મરણથી, થાય છે. પ્રાચીન કાળમાં જેમ જનક હતા તેમ હાલ પણ જનક જેવા કેમ ન થઇ શકાય! સંસાર ચલાવવો, પણ પ્રભુની વતી તેના આદેશ પ્રમાણે ચલાવી જીવન સફળ કરવું. પોતાની આંતરિક સ્થીતિમાં સમભાવ રાખવો. Let anything come, anything go, I am where I was એટલે ગમે તેવાં સંજોગો આવે, ગમે તેવા ફેરફાર થાય પણ પોતે આત્મ સ્વરૂપે જેવા છીએ તેવાજ રહેવું."

આવા માહાત્માઓનું પરિપૂર્ણ જીવન જાણી શકાતું નથી કારણ કે તે સામાન્ય મનુષ્યની પેઠે પોતાના ગુણ ગાતા ફરતા નથી. વળી બાહ્યાચારમાં પણ તે સ્વતંત્ર એટલે અનેક રૂપે અને અનેક સ્વભાવે રહે છે તેથી સામાન્ય માણસ મહાત્માનું જીવન સમજી શકતા નથી. બાહ્ય સ્વરૂપ ગમે તેવું રાખતા છતાં જેનામાં પૂર્ણ શાંતિ, પ્રેમ આનંદ અને નિર્ભયતા હોય તેજ મહાત્મા કહી શકાય મારા ૮ વર્ષના પરિચયથી અને તે લક્ષણ સ્વામીજીમાં સ્પષ્ટ જણાવાથી તેમનું જીવન જાહેરમાં મુકતાં આનંદ થાય છે.

પણ તેમના જીવનનું વર્ણન અને શ્રી કૈલાસ માનસ-સરોવરના તેમના પ્રવાસનું વર્ણન સવિસ્તર લખવા કોણ સમર્થ છે! તેથી સ્વામીજીએ પોતેજ રચેલ એક દુહામાં તેનો ટુંકામાં સમાવેશ કરૂં છું.

હિમ પર્વતકે જંગલમે, ભ્રમત ગજાનન ભૃંગ;
ગુરૂપાદ પુષ્પ મધુપાન કર, રહત પ્રીતમેં ગુંગ.
હિમ પર્વતકે શિખર પર, સુંદર પર્ણકુટી;
પાંડુરંગ સુત ધ્યાન ધરત હૈ, ગુરૂપદકા ભ્રુકુટી.
કૈલાસ ગિરિકે શિખર પર, ધ્યાન મગ્ન અત્રિસૂત;
દત્તદાસકો દેત દરશન, કૃપાવંત અવધૂત.
ધરમ ન અરથ ન કામ રૂચી, ગતિ ન ચહોં નિરબાન;
જનમ જનમ રતિ દત્તપદ, યહ બરદાન ન આન.

ગુરૂકૃપાકી અજબ લીલા, દ્વૈત કર દિઆ ધ્વંસ;
ગુરૂ શિષ્ય પરસ્પર લીન ભયે, દત્ત દિગંબર હંસ.

સ્વામીજીના એક મિત્ર રા. શંકર ગજાનન પુરોહિત ( બી. એ. એલ. એલ. બી. ) એમણે સ્વામીજીના ગુણાનુવાદ પર એક કાવ્ય રચેલ છે તે આ પુસ્તકને અંતે આપેલ છે.

સ્વામીજીના જીવનમાંથી ઘણું શીખવાનું અને અનુકરણ કરવાનું મળી આવે છે. ઘણા જન્મના પુણ્ય હોય ત્યારેજ એવા મહાત્માઓના દર્શન અને સત્સંગનો લાભ મળે છે અથવા લઈ શકાય છે. કોઇને સ્વામીજીને રૂબરૂ મળવા ઈચ્છા હોય તો C/o, ઈન્કવાયરી ડીપાર્ટમેન્ટ જનરલ પોષ્ટ ઓફિસ મુંબઇ એ સરનામે. કાગળ લખવાથી સ્વામીજી જે સ્થળે બીરાજતા હશે ત્યાંથી જવાબ મળશે.

કારતક શુદ ૯ ૧૯૭૬.
ઘાટકુપર.

મોતીલાલ જેઠાલાલ મહેતા.

# ચિત્રોની અનુક્રમણિકા.



શ્રી

# કૈલાસ માનસ સરોવર દર્શન.





કૈલાસ અને માનસ સરોવર, એ પવિત્ર અને રમ્ય સ્થળો હિમાલય પર્વતની પેલીમેર પશ્ચિમ તિબેટમાં છે. આજ ત્રણ ચાર વર્ષથી, એ સ્થળોનાં દર્શને જવાનો વિચાર મનમાં આવ્યો હતો, અને દિવસે દિવસે ઇચ્છા પ્રબળ થતાં છેવટે શ્રી સદ્ગુરુ મહારાજની કૃપાથી મારો તે મનોરથ પૂર્ણ થયો.

શ્રી બદરીનારાયણ, કેદાર, ગંગોત્રી, પશુપતિ, વગેરે પવિત્ર અને રમ્ય એવાં હિમાલય પર્વતમાં આવેલાં સ્થળોનું અવલોકન કરતો કરતો હું કૈલાસ અને માનસ સરોવર ગયો. હિમાલયમાંનાં આ સર્વ સ્થળો જોઈ પાછા વળતાં મને ચાર વર્ષ લાગ્યાં. પ્રવાસમાં ખાવા પીવાના હાલ તથા અરણ્યો, ડુંગરાઓ, નદીઓ, ખો, ઈત્યાદિ વિકટ સ્થળોએ જવાની મુશ્કેલી સામે થવાનો મને અભ્યાસ થયો એમ કહું તો અયોગ્ય નહિ ગણાય. આ ચાર વર્ષો મેં હિમાલયમાં જે

પ્રવાસ કર્યો અને મારા ઉપર જે સંકટો આવ્યાં તેથી કષ્ટ સહન કરવાની મને ઘણીજ શક્તિ આવી.

હમેશનાં યાત્રાળુઓ કરતાં મારે વિશેષ મુશીબત વેઠવી પડી, અને મારા પર વધારે જીવલેણ સંકટો પણ આવ્યાં; કારણકે હું હમેશ આડા માર્ગે અને એકલો ફરતો હતો.

એવી અડચણોવાળો માર્ગ મેં શા માટે લીધો એવો પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય તો તેના પ્રત્યુત્તરમાં એટલુંજ કહેવાનું કે આ ચાર વર્ષો હું એક ખાસ હેતુને લીધે ગાંડો (મસ્ત) થયો હતો. ગાંડપણમાં ફરતાં હિમાલયમાં મારા હાલ કેવા થયા તે જો હું લખવા બેસું તો મારા પર અતિશયોક્તિનો આરોપ આવશે. આમ છતાં મારા ઉપર જે સંકટો આવી ગયેલાં છે તે સંકટોની સામા થવાની ગુરુ મહારાજની કૃપાથી મને શક્તિ પણ આવી હતી અને તે મુશીબતોમાંથી મહારાજની કૃપાથી મારા શરીરનું અને પ્રાણનું રક્ષણ પણ થયેલું તેથી ઉપરોક્ત આક્ષેપથી ન બીતાં હું તે પ્રસંગોનું થોડું દિગ્દર્શન કરાવું છું.

એક દિવસે હું અને મારો વૃદ્ધ પરન્તુ મજબુત બાંધાનો નેપાળી ભોમીયો દેરાદુનના અરણ્યમાંથી ચાલતા હતા. બપોરનો વખત હતો. ગીચ ઝાડીમાં એક લીલુંછમ સ્થળ મારા રસ્તામાં આવ્યું. હું પાછળ અને ભોમીયો આગળ એમ અરણ્યની શોભા અવલોકતા અને વાતચીત કરતા, અમે ચાલતા

હતા. એક સ્થળે એક વૃક્ષ ઉપર કાળા વાંદરાનો સમૂહ અમે જોતા હતા એટલામાં પેલીમેર સુમારે પાંચ પચાસ હાથ ઉપર મારા ભોમીયાએ એક હાથી જોયો. આ અરણ્યમાં જંગલી હાથીઓ છે એમ તેણે મને કહ્યું હતું. તે હાથી મારા પર ખીજાએલો હોવાથી ડોલ્યાજ કરતો હતો અને તેના ગંડસ્થળમાંથી મદ ઝરતો હતો. સૂંઢથી આજુબાજુનાં ઝાડનાં ઝુંડો ઉખેડીને તે પોતાનીજ પીઠ ઉપર ફેંકતો ઉભો હતો. આવા વનમાં સ્વેચ્છાથી ફરનારા ગજરાજને જોવાની મને આ પહેલીજ તક મળવાથી હું આનંદ અને કૌતુકથી તે હાથી તરફ જોતો ઉભો રહ્યો. સમીપ આવતા સંકટનો મને ખ્યાલ પણ નહોતો. મારા ભોમીયાના લક્ષમાં તે સંકટનો ખ્યાલ આવવાથી તેને કેવી રીતે દૂર કરવું તેનો તે વિચાર કરતો હતો કારણકે તેનું લક્ષ મારા કહેવા તરફ બીલકુલ નહોતું.

અમારો રસ્તો હાથી ઉભો હતો તેજ દિશા તરફ હોવાથી હું તે માર્ગે આગળ ચાલવા લાગ્યો. તે હાથી પણ ઉભો હતો ત્યાંથી ખસી ગયો અને એક ઝાંખરા પાછળ અદૃશ્ય થઈ ગયો. હું ચાલવા લાગ્યો. થોડી વારમાં અમારી પાછળ એક પાસે ખડખડાટ થયો અને તરતજ મારા ભોમીયાએ બૂમ પાડી "મહારાજ ભાગો પીછેસે હત્તી આ રહા હે." અમે જોસથી દોડવા લાગ્યા અને હાથી અમારી પાછળ પડયો. ભોમીયો આગળ અને હું પાછળ. પ્રથમ તો તે હાથી અમારા-

થી ઘણોજ દૂર હતો. છેવટે મારી અને હાથીની વચ્ચે એક બે હાથનું અંતર રહ્યું. એટલામાં મેં એક પત્થરની ભેખડ જોઈ. ભોમિયાએ તથા મેં એક બીજા સામું જોયું તે વખતે મારા અંગપર હાથીની સુંઢમાંથી છાંટા ઉડતા હતા. તે હાથી બહુજ ખીજાયલો હતો. પવનથી પાછળ ઉડતી મારી કફની ખેંચીને મને તે ચગદી નાંખે એટલામાં અમે ભેખડ ઉપરથી નીચે કુદકો માર્યો. હાથી ભેખડના કાંઠા ઉપર આવીને ક્રોધથી સૂંઢ આગળ લંબાવીને ફુંફાડા મારવા લાગ્યો પરન્તુ નિરાશ થઇને શાન્ત ઉભો રહ્યો, એમ પાછળથી એક ખેડૂતે અમને કહ્યું. તમામ ભેખડ તૂટેલી હતી; ખાઈ ઘણી ઉંડી હશે; ભેખડ ઉપરથી નીચે પડતાંજ અમને મૂર્છા આવી હતી. ભોમીયાને દશ અગીઆર કલાકે શુદ્ધિ આવી હતી. તેના પગ લીલાકાચ થઇ ગયા હતા. તેને બીજે ઠેકાણે વાગ્યું નહોતું. મારા ભોમીયા ને વનસ્પતિની પણ માહિતી હતી તેની મને તે વખતે ખબર પડી. હું એક દિવસ બેશુદ્ધ રહ્યો. મારી કેડ બહુજ સુજી ગઈ હતી. પરન્તુ હાડકાંને કંઇજ ઇજા થઇ નહોતી. મારા પગ કેડ થી લીલાકાચ થઇને સૂજી ગયા હતા. હું ઉંધોને ઉંધોજ પડયો તેથી મને એમ ભાસ્યું કે મારી ગર્દન અને કેડ એક થઈ ગયાં છે. તેજ ઠેકાણે એક ઝાડ નીચે અમે રહ્યા. આ પ્રસંગે મારા ભોમીયાએ મારી ચાકરી ઘણી કાળજીથી અને દિલ દઇને કરી. તેના પગ વનસ્પતિના લેપથી બેત્રણ દિવસમાં સારા થયા. હું તો દસ પંદર દિવસ સુધી બિમાર રહ્યો. કેડ

બે દિવસ દુખી, પરન્તુ પગમાં શક્તિ આવતાં ઘણા દિવસો લાગ્યા. તે વખતે ખાઈમાં ઠેકડો માર્યો સિવાય બીજો કોઈ ઇલાજજ નહોતો. ભેખડ ઉપરથી કુદકો માર્યો તેજ વખતે મહારાજના ચરણારવિન્દનું ધ્યાન ધરીને દેહ ફેંકયો હતો. મને લાગ્યું કે પ્રભુની ઇચ્છા એટલી હશે કે વધારે ઈજા ન થતાં અમો બચીએ. એ પ્રમાણે વાઘ, રીંછ, વગેરે હિંસક પશુના સપાટામાંથી અમે બચ્યા. તરશ, ભૂખ, ઠંડી વગેરેથી મને અને મારા ભોમીયાને ઘણોજ ત્રાસ થતો. એક બે વખતે તો એમ બન્યું કે એક મોટા અરણ્યમાં અમે રસ્તો ભૂલ્યા અને સાત દિવસ મનુષ્ય કે પ્રાણી અમને નજરે પડયુંજ નહિ. ત્રણ દિવસ અમને ઝાડના પાલા સિવાય કાંઇજ આહાર મળ્યો નહોતો. સારાંશ માનસ સરોવર અને કૈલાસના ભાવિ પ્રવાસમાં આવનારી મુશ્કેલીઓની મને કંઈજ બીક ન લાગે એટલા માટેજ જાણે મારા ઉપર આ અને એવા બીજા પ્રસંગો તે ચાર વર્ષોમાં આવ્યા. બદરીનારાયણ, કેદાર, ગંગોત્રી વગેરે સ્થળોનું વર્ણન એટલા માટે આપતો નથી કે, એક તો પુષ્કળ લોક આ સ્થળોએ જાય છે અને બીજું મુંબઈના વ્યંકટેશ સમાચાર છાપખાના તરફથી આ સ્થળોની, સવિસ્તર વર્ણનાત્મક હકીકતોનું પુસ્તક છપાઇ પ્રસિદ્ધ થયલું છે.

શ્રીકૈલાસ અને માનસ સરોવર જવાના હેતુથી હું મુંબઈથી મિત્રમંડળની રજા લઈ ૧૯૦૮ ની એપ્રિલની ૪ થી

તારીખે સવારમાં દિલ્હી એક્સપ્રેસમાં નીકળ્યો. બીજે દિવસે સવારે બીના સ્ટેશને પહોંચ્યો. બપોરે અગિઆર વાગ્યે બીનાથી પંજાબ મેલમાં નીકળી સાંજે કાનપુર અને રાત્રિના આઠ વાગ્યે લખનૌ પહોંચ્યો. અહિંયાં ગાડી બદલવી પડે છે. હું લખનૌથી રાત્રે સાડા નવ વાગ્યે નીકળ્યો, અને સવારે પાંચ વાગતાં બરેલી આવી પહોંચ્યો. કાથગોદામ જવાની ગાડી ત્યાંથી સવારે સાડાસાત વાગ્યે નીકળે છે. ગાડીના છેલ્લા સ્ટેશન કાથ-ગોદામે હું બપોરે સાડા અગિઆર વાગ્યે પહોંચ્યો. એ પ્રમાણે મારો રેલ્વેનો પ્રવાસ પૂરો થયો. મુંબઇથી કાથગોદામ સુધી બરોબર અડતાળીસ કલાકનો પ્રવાસ થયો.

રેલ્વે સ્ટેશનની બહાર નીકળતાંજ બે મજુર (કુલી) અને એક ઘોડું ભાડે કર્યાં. મારે માયાવતી જવાનું હતું, પરન્તુ ત્યાં સુધીના કુલી અને ઘોડા ભાડે મળ્યા નહિ તેથી મેં આલ્મોરા સુધી ભાડુતી ઘોડો અને કુલી લીધા. દુકાળને લીધે ઘણું ભાડું મારે આપવું પડયું. દરેક કુલીને દોઢ રૂપીઓ અને ઘોડા માટે છ રૂપીઆ દેવા પડયા. ઉપલી વ્યવસ્થા મેં કુલીનો મુકાદમ એટલે એક સરકારી નોકર જે સ્ટેશનપર હતો તેની મારફત કરી હતી. કંઈ પણ ખાધા વિના પહાડ ચડવાની મેં શરૂઆત કરી. સુમારે સાંજે પાંચ વાગ્યે નવ માઈલ ઉપર ભીમતાલમાં મુકામ કર્યો. ત્યાં હું એક ભાડાની જગામાં ઊતર્યો. આવી જગાઓને હિન્દુસ્તાની ભાષામાં ડાકબંગલો કહે છે. માણસ

દીઠ બે આના રોજનું ભાડું પડતું. તે વખતે સરકારી બંગલામાં સમાસ નહોતો અને ત્યાં રોજનો એક રૂપીઓ ભાડું દેવું પડતું હતું.

ભીમતાલ એ પહાડોમાં પહેલોજ મુકામ. અઢી દિવસના સતત પ્રવાસથી હું જરા થાકી ગયો હતો. ભીમતાલમાં એક રાત રહ્યો. અહીંયાં ભીમતાલ નામનું એક મોટું સરોવર છે. મારા ધારવા પ્રમાણે આ સરોવરનો પરિઘ સુમારે અઢી માઇલ જેટલો હશે. ઉનાળો હોવાથી તળાવનો ઘણો ભાગ સૂકાઇ ગયો હતો. ભીમતાલ સરોવરની આસપાસ સરકારી અધિકારીઓના અને શ્રીમંત લોકોના થોડે થોડે અન્તરે બંગલાઓ છે. તળાવની આસપાસ સુંદર સડક છે. યુરોપીયનો તેમજ શ્રીમંતો નૈનિતાલ તેમજ આલ્મોરા જતાં આ ઠેકાણે બબ્બે દિવસ રહે છે. ભીમતાલની વનશ્રી જો કે ઉત્તમ નથી પણ સુંદર છે.

હિન્દુસ્તાની ડાકબંગલામાં ઉતરવાનો બંદોબસ્ત થયા પછી મારો કુલી રસોઇ પાણીની વ્યવસ્થા કરવાના કામમાં લાગ્યો, અને હું ભીમતાલ સરોવરને કાંઠે ફરવાનો વિચાર કરી નીકળ્યો. આ સંધ્યા સમય હતો. ઠંડો પણ મંદ મંદ પવન વહેવાની શરુઆત થઇ ચૂકી હતી. અઢી દિવસના પ્રવાસથી અને પેટમાં કંઇ નહિ હોવાથી મારૂં માથું થોડુંક દુઃખવા

લાગ્યું. શીત અને મંદ પવનની લહેર આવવા લાગી. ચોમેર ડુંગર ઉપરના બંગલાઓમાંથી દીવાઓ દેખાવા લાગ્યા. સહેલ કરવા આવેલા લોકોનાં ટોળાં જળક્રીડા, વ્યાયામ વગેરે આનંદની રમતો આટોપીને પોતપોતાને મુકામે જવા લાગ્યા. થોડોક અંધકાર થવાથી જ્યાં ત્યાં શાંત થવા લાગ્યું. આ વખતે હું તે તળાવના એક નાનકડા પૂલ ઉપર, ઘડીક આકાશ તરફ, ઘડીક માંહેલા શાંત અને ગંભીર જલસમૂહ તરફ, તો ઘડીભર ચોમેરનાં પર્વતશિખરો તરફ જોતો ચાલતો હતો. આ વખતે મારૂં માથું દુખતું મટી ગયું હતું. અન્તઃકરણ પ્રસન્ન થવાથી મનમાં અને તેથી શરીરમાં હુશિઆરી જણાવા લાગી.

ભીમતાલમાં એક નાનકડું બજાર છે. ત્યાં સુમારે પંદર વીશ જુદી જુદી દુકાનો છે. આ બજારમાં કંદોઇઓ, અનાજ વેચવાવાળા અને કરિઆણું વેચવાવાળાઓની દુકાનો છે. ત્યાં એક તારઑફિસ પણ છે. ભીમતાલનું સમગ્ર સૌન્દર્ય જોતાં મનને અતિ આનન્દ થાય છે એમાં સંશય નહી.

તપાસ કરતાં, માયાવતી જવાને મને એક ઘોડો મળ્યો. તેનું દશ રૂપીઆ ભાડું પડયું. પહેલો ઘોડો અહીંથી પાછો મોકલ્યો. તેને ત્રણ રૂપીઆ અગાઉથી આપ્યા હતા. અગાઉ અહીંના પહાડી લોક પ્રમાણિક હતા પરન્તુ તે પ્રમાણિકપણું હાલમાં તેઓમાં જોવામાં આવતું નથી. ધોરણ પ્રમાણે નવ

માઈલના ભાડાની રકમ દોઢ રૂપીઓ હતી. બાકીનો દોઢ રૂપીઓ માયાવતીને શિરનામે મને મોકલી દેવાને માટે તારા માલેકને કહેજે અને આ પત્ર તેને દેજે એમ મેં તે ઘોડા સાથેના નોકરને કહ્યું હતું; પણ આ બાકીની રકમ મને પાછી મળી નહી.

બન્ને કુલીઓને એક એક રૂપીઓ વધારે દેવાનું કબૂલ કર્યું, અને બીજે દિવસે મળસ્કે ભીમતાલથી માયાવતી જવાને હું નીકળ્યો, અને સવારે નવ વાગે ધારી મુકામે પહોંચ્યો. ત્યાં ડાકબંગલો અને સરકારી વેપારીની દુકાન છે.

ધારીમાં હું આખો દિવસ રહ્યો નહિ. ભીમતાલ પેઠે અહિંયાં વસ્તી નથી. ડાકબંગલો એક ઉંચી ટેકરીના મથાળે આવેલો હોવાથી તે સુંદર દેખાય છે. આ બંગલાના બહારના ઓટલા ઉપરથી સામે આવી રહેલાં ઝરણાં જોવાની અત્યન્ત મજા પડે છે. અહિંયાં એકાન્ત અનુભવાય છે. ત્યાં પહોંચ્યા પછી મારા કુલીઓ રસોઈની તૈયારી કરવા લાગ્યા અને હું જમવાની વાર હોવાથી સ્નાન વગેરે આટોપી બંગલાના ઓટલાપર પૂજા વગેરે કરવા બેઠો. એકાંત હોવાથી મને શાન્તિ થઈ. હિમાલયમાં કોઇપણ સ્થળે જાઓ તો તે સ્થળને શોભાવે તેવી વનશ્રી નિઃસંદેહ હોયજ; તેજ પ્રમાણે અહિંયાં પણ વનશ્રી હતી. નિત્યકર્મ આટોપ્યા પછી મેં ભોજન કર્યું અને

થોડીવાર આડે પડખે પડયો. આશરે બે ત્રણ કલાક વિશ્રાન્તિ લઈ મેં મારા કુલીને અહીંથી આગળ રવાના કર્યા. રાત્રિનો મુકામ મોરનૌલીએ કરવાનો હતો. ધારીથી મોરનૌલીનું જંગલ ઘણુંજ ગીચ છે.

મોરનૌલી જતાં રસ્તામાં બે નદીઓ આવે છે તે ઉપર ઝુલતા પુલ ( hanging bridges ) છે. ઉનાળો હોવાથી નદીમાં પાણી થોડું હતું તેથી અમે ફેરમાં ન જતાં ઉતરીને ગયા. ધારી છોડયા પછી તરતજ એક સીધી ચઢણ ( ascent) આવે છે. કાથગોદામ અને ભીમતાલ વચ્ચે જે ચઢણ છે તે કરતાં આ ચઢણ થોડીક નાની છે ખરી, પરન્તુ સીધી હોવાથી ચઢતાં અતિ ત્રાસ પડે છે. તેથી હું મારો ઘોડો ધીમે ધીમે ચલાવતો હતો અને વચ્ચે ગીચ અને શીતળ છાયા નીચે કેટલીક વાર ઉભો રાખતો હતો. રસ્તામાં મારી સાથે કોઇ વાત કરનારૂં નહોતું અને મને તેની જરૂર પણ લાગી નહિ. હું મારી પોતાની જાતેજ આનંદ કરતો જતો હતો.

મોરનૌલીનો ઘાટ ચડીને સુમારે સૂર્યાસ્ત સમયે હું અરણ્યમાં દાખલ થયો. ડાકબંગલો ત્રણ ચાર માઇલ ઉપર હતો. રાત અંધારી હતી; સર્વત્ર અંધકાર હતો; થોડી વારમાં એકાએક આકાશ કાળાં વાદળાંથી છવાઈ ગયું; પછી શું પૂછવું? એટલું અંધારૂં થયું કે નજીકની વસ્તુ પણ દેખાય નહિ. સુમારે

આઠ વાગે વરસાદ પડવાની શરૂઆત થઇ. મેઘની ગર્જના થવા લાગી. વચ્ચે વચ્ચે આકાશમાં વિજળીના ચમકાર થતા અને તે પછી તરતજ ભયંકર ગડગડાટ થતો. મેઘની ગર્જના, વિજળીના ચમકારા અને વરસાદની ધારાઓના અવાજથી આખું જંગલ ગાજી ઉઠયું. એકાદ બે વખત વાઘનું ઘુરકવું અને હરણની ચીસો ( Barking deer ) પણ સંભળાઇ. આ ઉપરાંત અરણ્યના વૃક્ષોપર કિરૂરૂર અવાજ કરનારાં જીવડાં, તેઓના કર્કશ શબ્દો ભયંકર રાત્રિને વધારે ભયંકર કરતા હતા. અધુરામાં પુરૂં ટાઢ કહે મારૂંજ કામ.

મોરનૌલીના ગીચ જંગલમાં આવી રાત્રે ઘોડા ઉપર બેસી હું ધીમે ધીમે જતો હતો. મારા કુલીઓ અગાઉથી રવાના થયેલા હોવાથી આગળ ગયા હતા. મારો ઘોડાવાળો એક પંદર સોળ વર્ષની ઉંમરનો નાનો છોકરો હતો. તેને તે જંગલની માહીતિ પણ નહોતી. હું ધીમે ધીમે ઘોડો ચલાવતો હતો અને ઘોડાવાળો વીજળીના પ્રકાશમાં રસ્તો જોઇ ધીમે ધીમે ઘોડાની આગળ ચાલતો હતો. ઘોડાવાળો ઉમ્મરે જો કે નાનો હતો પરન્તુ હુંશિઆર અને ધૈર્યવાન હતો. તે ઘોડાની લગામ પકડીને ચાલતો હતો. હું અને ઘોડો વરસાદથી તદ્દન પલળી ગયા હતા. ઠંડીથી શરીરમાં ધ્રુજ છુટી પણ ઉપાય શો? તેજ સ્થિતિમાં ચાલતાં ચાલતાં નવ સાડા નવ વાગે અમે ડાક બંગલા પાસે આવી પહોંચ્યા. રસ્તે મારા મનમાં અસંખ્ય

વિચારો આવતા હતા. વરસાદ ઝપાટામાં આવ્યો તે વખતે બે ત્રણ ક્ષણ તો મને કંઈ સૂઝ્યુંજ નહિ. હું ગભરાઇ ગયો હતો. પરન્તુ પછી હું સાવધ થયો અને શ્રી સદ્‌ગુરુચરણારવિંદનું સ્મરણ કરી મન સ્થિર કર્યું. ડાકબંગલા પાસે જઈ જોઉંછું તો સઘળો જુદોજ પ્રકાર. જયાં ત્યાં તાપણીઓ દેખાવા લાગી. માણસોની ગર્દી હતી. ડાક બંગલો, તબેલો, સરકારી વેપારીની દુકાન અને તેની ખાનગી ઝુંપડી આ સર્વ ઠેકાણે માણસો વ્યાપી ગએલાં હતાં. રાત્રિ ગાળવાને એક પગભર પણ જગા મળે નહિ. હું કુલીને બોલાવવા લાગ્યો. તેઓ અંધારામાં એક ઝાડ નીચે વરસાદથી ભીંજાયેલા અને ઠંડીથી ધ્રુજતા મારી રાહ જોતા બેઠા હતા. બે કલાક સુધી હું એમનો એમજ વરસાદમાં ઉભો રહ્યો. ખાવા પીવાનું સઘળું બંધ ! તે વખતે આ સ્થળે ડેપ્યુટી કમીશનર સાહેબનો મુકામ થયેલો હતો તેથી ઉપર પ્રમાણે વરસાદમાં ઉભા રહેવાનો અને ભૂખ્યા રહેવાનો વખત આવ્યો હતો. છેવટે શિરસ્તેદાર સાહેબને દયા આવવાથી તેણે એક ઝુંપડીમાં એક ખુણામાં બેસી શકાય તેટલી જગા મને અપાવી, અને પીવાને મને થોડુંક દૂધ આપ્યું. આખી રાત બેસીને ગાળી. ભૂખ્યા તો રહેવુંજ પડયું. વરસાદ આખી રાત પડયો.

મોરનોલીનો ઘાટ આઠ હજાર ફુટ ઉંચો છે; તેથી ત્યાં ઠંડી ઘણી રહે છે. ત્યાં ઝાડી અતિશય ગીચ છે. વ્યાઘ્રાદિ

હિંસકપશુની અત્યંત બીક છે. યુરોપીઅનો અહીંઆં શિકાર માટે વારંવાર આવે છે તેથી મુસાફરી બંગલાઓ ઘણે ભાગે ખાલી રહેતા નથી, અને ઉતરવાને અન્ય સ્થળ નહિ હોવાથી બીજા મુસાફરોને અત્યન્ત મુશ્કેલી નડે છે. અહીંયાં અરણ્યની શોભા દેખાય છે. દેવદારુ, પાઈન, ઓક, વગેરે વૃક્ષનું આ અરણ્ય છે. છોડો ( Shrubs ) મોટા જથ્થામાં હોવાથી જ્યાં ત્યાં લીલુંછમ દેખાય છે. અહીંયાં પાણી એક દૂરની ઉંડી ગુફામાંથી લાવવું પડે છે.

મોરનોલીમાં મને પહેલુંજ દુઃખ પડયું તે વખતે મને લાગ્યું કે ભવિષ્યના સંકટોની કલ્પના થવા માટે આ વાદળ ઉત્પન્ન થયું હશે. ખરા ઉનાળામાં પહેલાં કાંઈ પણ ચિહ્ન દેખાયા વિના એકદમ વર્ષા ઋતુનાં ચિન્હો થઇ એકાએક ભયંકર તોફાન થવું અને તેમાં મારૂં સપડાવું તેનો ભાવાર્થ શો? ઈશ્વરનીજ ઈચ્છા હશે કે હું ભાવિ સંકટને સહન કરી શકું અને ધૈર્ય છોડું નહિ. અસ્તુ.

મોરનોલીથી મળસકેજ અમે નીકળવાનો વિચાર કર્યો હતો, અને તે પ્રમાણે અમો પાંચ વાગે ચાલવા લાગ્યા. સુમારે આઠ માઈલ ઉપર દેવીધુરા નામના સ્થળે જમવાની વખતે અમારે પહોંચવાનું હતું. પાંચ છ માઇલનો ઢાળ હું જલદીથી ઉતરી ગયો. સામે દેવીધુરાની ચઢણ આવી, તે ચઢીને સુમારે

દશ વાગે અમો મુકામે પહોંચ્યા. ત્યાં એક દેવદારુ વૃક્ષ નીચે અમે ખાવા પીવા માટે મુકામ કર્યો. તે વર્ષ દુકાળનું હોવાથી પાણીની ઘણી તંગી હતી. રસ્તામાં પાણી મેળવવા માટે ઘણો શ્રમ પડયો. આ સમયે કમાઉન પ્રગણામાં દુષ્કાળ હતો. સર્વત્ર પાક નિષ્ફળ ગયો હતો તેથી ચોમેર ઉજડ અને વેરાન દેખાતું હતું.

જમતી વખતે પણ અમને ઘણી મુશ્કેલી પડી. જમવા બેઠા એટલામાં વંટોળીઓ છૂટયો. હવે કરવું શું ? સર્વ ભોજનમાં ધૂળ પડી. ખીચડી અને ઘીનું ઠેકાણું રહ્યું નહિ. જેમ તેમ કરીને બેચાર કોળીયા ખાધા અને જમવું આટોપ્યું.

દેવીધુરામાં એક જુનું દેવીનું મંદીર છે. અહીંયાં દર વર્ષે મોટી યાત્રા ભરાય છે. અહીં ત્રણચાર વાણીઆની દુકાનો છે; સરકારી કમીશ્નર સાહેબની સવારી પણ ત્યાં આવી હતી. બે વાગ્યાને સુમારે ઘોડાવાળાને ઘોડો તૈયાર કરવાનું કહ્યું હતું. નીકળતી વખતે સાહેબ બહાદુરની સવારી આગળ કયાં સુધી જવાની છે તેની તપાસ કરી તો માલમ પડયું કે સવારી અહિંથીજ આલ્મોરા પાછી જશે. આ બાતમી સાંભળી મને અત્યન્ત આનંદ થયો; કારણકે હવે મને લાગ્યું કે આગળના મુકામે ડાકબંગલાના ઓટા ઉપર સુવાને જગા મળશે.

ધુનાઘાટ સંધ્યાકાળે પહોંચવાનું હતું. આ પડાવ દેવી-

ધુરાથી છ સાત માઇલ દૂર છે. મને રસ્તાની ખબર હોવાથી, ઘોડાવાળાને કુલી સાથે મરજી પડે તો નિરાંતે આવવાનું કહી મેં ઘોડો જોરથી ચલાવ્યો. ઘોડો સારો હતો. એકદમ ચઢણ ચડી ગયા પછી ડુંગરની સપાટી આવી. સુમારે ત્રણ વાગ્યા હતા. આકાશમાં વચ્ચે વચ્ચે વાદળાં થતાં હતાં તેથી ગરમી સખત નહોતી. ઠંડો અને મંદમંદ વાયુ વહેવાની શરુઆત થઇ. આ ડુંગરની સપાટી ઉપર રસ્તાની બન્ને બાજુએ વૃક્ષો-ની સીધી હાર હોવાથી આંખને આનંદ થતો હતો. એકન્દર પરિસ્થિતિ અનુકૂળ જોઇને મેં મારો ઘોડો ધીમેથી ચલાવ્યો. ઘોડાને પણ આ ડુંગરની સપાટી પર આનંદ થતો હોય એમ દેખાતું હતું. તે પોતાના બન્ને કાન ટટાર ઉંચા કરી ડોક વાંકી કરી, ચોકડું ચાવતો, ખુંખારતો, ધીમે ધીમે ટાંપ નાખતો જરા મસ્તીમાં ચાલવા લાગ્યો. લાંબા અને ઘાટા વાળની પૂંછડી ચમરીની પેઠે ટટાર ઉભી કરી અક્કડાઇમાં ચાલતો હતો; હું મારા મન સાથે વિચાર કરતો અને શૂન્યદૃષ્ટિથી સામેનાં પર્વ-તશિખરો તરફ જોતો ચાલ્યો જતો હતો.

માનસસરોવર અને કૈલાસ એ સિવાય મારો બીજો વિષ-યજ નહોતો. માયાવતીએ કયારે પહોંચીશ એમ થયા કરતું હતું. ધુનાઘાટ પહોંચવાના રસ્તામાં સાગનાં વૃક્ષોનું એક મોટું અરણ્ય છે અને તેમાં થઇને રસ્તો જાય છે. તે અરણ્યમાં પેસ-તાંજ મને એકદમ શાન્તિ અને ગંભીરતા જણાઈ. ઘોડો પણ

મનસ્વીપણે ધીરે ધીરે ચાલતો હતો તેથી ત્યાંજ સાંજ પડી. ધુનાધાટ ત્યાંથી એક ગાઉ દૂર હતું. આ અરણ્યમાં વાંકા ચૂંકા (in curves) ચાલવું પડે છે. આવાજ એક વાંકમાં હું ચાલતો હતો તેવામાં ઘોડો એકદમ ઉભો રહ્યો. મારી દૃષ્ટિ સામે ગઇ, ત્યાં મને એક મનુષ્યની આકૃતિ જણાઈ. ઘોડો સહેજ ચમકવા લાગ્યો. પ્રથમ તો મારા મનમાં પિશાચની કલ્પના ઉત્પન્ન થઈ અને મન થોડુંક અસ્થિર પણ થયું. આ જગાએ પિશાચો રહે છે એવું પ્રસિદ્ધ છે. થોડી વાર પછી મેં સારી રીતે નિહાળીને જોયું તો તે બળેલા સાગના વૃક્ષનું ઠુંઠું છે એમ માલુમ પડ્યું.

ધુનાધાટના ડાકબંગલામાં સાંજરે પહોંચ્યો. ઘોડા ઉપરનું જીન ઉતાર્યું. ઘોડાને જરા થાગડી ઘાસ વગેરે નીર્યું અને કુલીની રાહ જોતો ઓસરી પર બેઠો. આશરે અર્ધા કલાક પછી ઘોડાવાળો અને કુલી બન્ને આવ્યા. ભોજન વગેરેથી પરવારી મારા નોકરો તબેલામાં સ્વસ્થ થઇ સૂઇ ગયા. મને ઉંઘ ન આવી તેથી પડશાળમાં આમ તેમ ફરવા લાગ્યો. ઠંડો પવન ધીમે ધીમે વહેતો હતો. એ સમય રાત્રિના દસ અગિઆરનો હોવાથી ચોમેર શાન્તિનું સામ્રાજ્ય પ્રસર્યું હતું. હું પડશાળમાંથી બહાર આવ્યો.

એ રાત્રિ મને બહુજ રમણીય લાગી હતી. આકાશમાં

ચંદ્રમા સ્વચ્છ પ્રકાશમાન હોઇ ચાંદની શુભ્ર હતી; આકાશ તરફ જ્યાં જોઇએ ત્યાં તેજઃપુંજ તારાઓ ચળકતા હતા. બંગલાની સામે આશરે વીશ હાથ છેટે એક તૂટેલી ભેખડ હતી, તે ઉપરથી સામેની ખીણનો દેખાવ બહુજ સુંદર દેખાતો હતો. એકંદર તે અજવાળી રાતનો મનોહર દેખાવ જોઇને, પ્રશાન્ત સમયે, મારૂં મન બહુજ પ્રસન્ન થયું. રાત્રે દોઢ બે વાગ્યા સુધી હું આનંદ સાગરમાં તરતો હતો. એકાંતમાં બેસીને સૃષ્ટિ અને પરમેશ્વર સંબંધી વિચાર કરવાનો જેઓને અભ્યાસ હશે તેનેજ તે આનન્દની કલ્પના આવી શકશે. આ રાત્રે મેં ફક્ત એક બે કલાકજ નિદ્રા લીધી હશે.

ધુનાઘાટ ઉપર સરકારી વાણીઆની દુકાન છે; ડાકબંગલો પણ બહુ રમણીય સ્થળે બાંધેલો છે.

સવારે ચાર વાગે મેં નોકરને જગાડયા અને શૌચાદિથી પરવારી પાંચ વાગે અમે ધુનાઘાટથી માયાવતી જવા નીકળ્યા. ચંપાવતી થઇને હું માયાવતી ગયો હતો. એ રસ્તે આશરે બે ગાઉનો ફેર ખાવો પડે છે. વચલી કેડી અરણ્યમાં થઇને જતી હતી, અને એ વખતે એ રસ્તે ગયો હોત તો ભૂલો પડત એમ માયાવતી ગયા પછી મને જણાયું. માયાવતી અદ્વૈતાશ્રમમાં હું ચોથે દિવસે બપોરે બાર વાગે પહોંચ્યો.

મુંબઇ છોડયા પછી માયાવતી આવતાં સાત દિવસનો

સતત પ્રવાસ કરવો પડયો. અદ્વૈતાશ્રમમાં મારો એક માસનો મુકામ હતો. આગળના પ્રવાસ સંબંધે માહિતી મળે તો મેળવવી અને થોડા દિવસ સ્વસ્થ એકાન્તમાં વિશ્રાન્તિ લેવી એવા હેતુથી મેં માયાવતી એક માસ રહેવાનું ઠરાવ્યું. માયાવતી હું આ પહેલાં એકવાર ગયો હતો.

બપોરે બાર વાગતાં જ્યારે આશ્રમમાં પહોંચ્યો ત્યારે મારા પરિચયમાંનું કોઈ ત્યાં જણાયું નહિ. આશ્રમમાં પેસતાં જ્યાં ત્યાં અવ્યવસ્થા મારી નજરે પડી; સિવાય જ્યાં જોઉં ત્યાં ઉદાસીનતા જણાતી હતી! આગળ કેપ્ટન સેવીયર સાહેબના વખતે આ સંસ્થાની સારી વ્યસ્થા હતી, એવું કહેવાય છે. હું જ્યારે પહેલાં અહિં આવેલો ત્યારે કૈલાસવાસી સ્વામી સ્વરૂપાનંદ ( આ સ્વામી ૧૯૦૬ માં સમાધિસ્થ થયા છે. ) આ આશ્રમના અધ્યક્ષ હતા. ત્યારે પણ વ્યવસ્થા સારી હતી. તે વખતની અને આજની સ્થિતિમાં મને જમીન આસમાનનું અંતર જણાયું! આવી અવ્યવસ્થા જોઇને મારૂં મન જરા ખિન્ન થયું; કોઈ ગૃહસ્થને કેટલાક દિવસ એકાંતમાં રહી પરમાર્થ સાધવાની ઇચ્છા થાય તો તેને રહેવાની અને જમવાની સગવડ આ આશ્રમમાં કરેલી છે. તે બદલ માસિક વીશ રૂપીઆ એક માણસના લે છે. હાલ વીશને બદલે પચીશ રૂપીયા કરેલા છે. સહ કુટુમ્બ રહી શકાય એવી પણ અહિં યોજના કરેલી છે. પરન્તુ તેવી રીતે ઘણું ખરૂં અહિં કોઇ આવતું નથી.

માયાવતી એટલે પહાડોની શ્રેણી. આ પહાડ રેલ્વેથી, કમાઉન પ્રગણામાં પૂર્વ તરફ આશરે પોણોસો માઇલ છે. સડક સારી છે. આ પહાડની ઉંચાઇ સાત હજાર ફુટ છે. આ આખા પ્રગણામાં આવું બીજું રમણીય સ્થળ નથી. આ પહાડને મથાળે 'અદ્વૈતાશ્રમ' નામે અતિ રમ્ય આશ્રમ છે. ત્યાંનું પાણી પણ શીતળ અને પાચક છે. કૈલાસવાસી પ્રસિદ્ધ સ્વામી વિવેકાનંદે આ આશ્રમ આ સ્થળે સ્થાપ્યો હતો. આ સ્થળ એકાંત જગાએ હોવાથી યોગાભ્યાસ કરવાને ઘણું અનુકૂળ છે. આ પહાડ ઉપર ઓક, રોડન્ડળ, દેવદાર, પાઇન, અને સાગ વગેરે વૃક્ષોનું મોટું અને સુંદર અરણ્ય છે. તે આશરે ત્રણ ચાર માઇલમાં છે. પંદરથી વીશહજાર રૂપીઆ ખર્ચી આ રમ્યસ્થાન સ્વામી શ્રી વિવેકાનંદે તૈયાર કરાવ્યું હતું. સ્વામીશ્રીના યુરોપીયન શિષ્ય કૅપ્ટન સેવીયરે આ કાર્યમાં ઘણો ભાગ લીધો હતો. આ ગૃહસ્થ છેવટે આજ આશ્રમમાં પરલોકવાસી થયા. હાલ ( સને ૧૯૦૮ )માં તેમની વૃદ્ધ પત્ની આ આશ્રમમાં રહે છે.

અદ્વૈતાશ્રમ છેક પહાડની ટોચ ઉપર છે. આશરે ચારસો પાંચસો ફુટ નીચે, એક શિખર ઉપર એક સુંદર નાનકડો બંગલો છે. તેનું નામ 'કુટીર' શાખવામાં આવ્યું છે. આ બંગલાના છજામાંથી સૃષ્ટિસૌન્દર્ય ઘણુંજ સારૂં દેખાય છે. એજ શિખર ઉપર આશરે પચાસ ફુટ નીચે એક ત્રીજો બંગલો છે. તેની

પાસે એક ગૌશાળા પણ બાંધેલી છે. એજ બંગલાની પાછળ શાકભાજીની એક નાનકડી વાડી છે, અને તેમાં જુદાં જુદાં ફુલ ઝાડો છે. વાડીની વનસ્પતિ ઘણી ખરી વિલાયતી છે. માયાવતી પહાડ ઉપર સહેલ કરવા માટે અરણ્યમાં રસ્તાઓ બાંધવામાં આવ્યા છે, અને ઠેકાણે ઠેકાણે વિશ્રાન્તિ સારૂ ઝાડ નીચે સાદા બાંકડા રાખેલા છે. સારાંશ આ સ્થળ ઘણુંજ રમ્ય અને સુંદર છે.

અદ્વૈતાશ્રમમાંથી "પ્રબુદ્ધભારત" નામનું માસિક અંગ્રેજી ભાષામાં બહાર પડે છે. આ આશ્રમમાં એક નાનકડું પુસ્તકાલય છે. ત્યાં અંગ્રેજી માસિકો અને વર્તમાનપત્રો વાંચવા મળે છે. આ જગાએ એક બે સંન્યાસી (૧૯૦૮ માં) અને બે બ્રહ્મચારીઓ છે. એક અમેરીકન તરુણ ગૃહસ્થ છે. તેણે યોગદીક્ષા લીધી છે. આશ્રમમાં નોકર ચાકર મળી આશરે વીશ માણસો રહે છે. આસપાસ ત્રણચાર માઇલમાં એક પણ ગામડું ન હોવાથી લોકોનો ઘોંઘાટ નથી. "લોહાઘાટ" નામે એક ત્રણ માઇલ ઉપર ગામડું છે, ત્યાં પોસ્ટ ઓફિસ છે. માયાવતીથી લોહાઘાટ સુધી ટપાલ લઇ જનાર લાવનાર એક માણસ રહે છે તેથી હંમેશ પત્રવ્યવહાર કરવાને કશી અડચણ પડતી નથી.

અદ્વૈતાશ્રમ જે પહાડની ટોચ ઉપર છે તે પહાડની ત્રણ બાજુએ ઉંચા ડુંગરો છે. માત્ર ઉત્તર તરફ મેદાન છે, તેથી કરી તે તરફ દૂર સુધી નજર પહોંચે છે. આશ્રમની બહાર

ચોમેર થોડીક ખુલ્લી જગો છે. અહીં ઉભા રહી ચોમેર દૃષ્ટિ ફેરવતાં બહુ મજા પડે છે. ઉત્તર તરફની ખીણુ તરફ દૂર દૂર જોતાં લીલાં તૃણાંકુરોથી આચ્છાદિત નાની નાની ટેકરીઓ નેત્રોને સંતોષ આપે છે. તેની પેલી મેર પૂર્વ પશ્ચિમ અર્ધ-ચંદ્રાકારે વિસ્તરેલી હિમાચ્છાદિત પર્વતશિખરોની શ્રેણી આંખને અતિ આનંદ આપે છે. જ્યાં જોઇએ ત્યાં સર્વત્ર લીલું, લીલું અને લીલું અરણ્ય. તેની પેલી મેર ડુંગરોની હાર આવેલી છેજ. કોઈ કોઈ વાર વાદળાં એટલાં બધાં નજીક આવે છે કે મનુષ્ય વાદળમાં અદૃશ્ય થઇ જાય છે. કોઈ કોઇ વાર આપણે વાદળાંથી ઉપર રહીએ છીએ અને વાદળાં પહાડની મધ્ય રેખામાં થઈને આમતેમ દોડતાં જણાય છે. રાત્રે જંગલી જનાવરોના અવાજો સંભળાય છે. અહીંનું પ્રાતઃકાળ અને સાયંકાળનું સૌંદર્ય અદ્વિતીય છે.

હું માયાંવતી હતો ત્યારે એકવાર કરા પડયા હતા. તે વખતની શોભા તો અનિર્વચનીયજ. જ્યાં ત્યાં શુભ્ર જમીન, ઝાડ લીલાંછમ અને તાજાં દેખાતાં હતાં. ચોમેર શાન્તિનું પૂર્ણ સામ્રાજ્ય હતું; માત્ર કોઈ વાર વનના પક્ષીયોના મધુર શબ્દ એ શાન્તિનો ભંગ કરતા. આ રમ્ય દેખાવ જોઇને મારૂં ચિત્ત એકદમ એકાગ્ર અને તલ્લીન બન્યું.

હું માયાવતી હતો તે દરમ્યાન મારો સમય બહુજ આનં-

દમાં વ્યતીત થતો. ઘણોખરો વખત હું અરણ્યમાંજ ગાળતો. થોડો વખત એકાદ દેવદારના ઝાડ નીચે બેસતો તો થોડો વખત વનમાં આમતેમ ગાતો ગાતો ફર્યા કરતો. ડુંગરાની તળેટીમાં વહેતી એકાદી નાનકડી નદીને કાંઠે એકાદા પત્થર પર બેસી એકાંતમાં વનશ્રીનું અવલોકન કરતાં હું મારાં નેત્રનું સાફલ્ય કરતો કરતો પ્રભુ ધ્યાનમાં કલાકના કલાક ગાળતો.

આ આશ્રમના લોકોમાં હું બહુ ભળતો નહિ; કારણ કે મને ગપ્પાં મારવાને ફુરસદ મળતી નહિ. રાત્રે ભોજન કર્યા પછી પંદર વીશ મિનિટ હું તે વાંચનાલયમાં તેઓની સાથે વાતચિત કરતો, અને સાંજે અરણ્યમાં ભટકતાં મીસીસ સેવી-યર મળતી તો તેની સાથે કેટલીક વખત વાતચિત કરતો હતો. મને એકાન્ત બહુજ પ્રિય હતો; તેથી આશ્રમના સન્યાસી-ઓની સાથે મારો વખત ભાગ્યેજ જતો.

એકાન્તવાસ માટેજ મેં માયાવતીમાં મુદ્દામ મુકામ રાખ્યો હતો.

મુંબઈથી માયાવતી સુધીના પ્રવાસમાં હું બહુ હેરાન થયો નથી. કાથગોદામથી માયાવતી સુધી પહાડો અને અર-ણ્યો છે પણ રસ્તો રાહદારીનો અને સડક જેવો હોવાથી તેમજ પ્રત્યેક મુકામે ડાક બંગલો અને વેપારીની દુકાન હોવાથી જો કે મેં સાત દિવસ સતત પ્રવાસ કર્યો તોપણ મને જાણવા જોગ

ત્રાસ નહિ થતાં હું માયાવતી સુખરૂપ પહોંચ્યો. અદ્વૈતાશ્રમમાં હું એક માસ રહ્યો તેટલા વખતમાં માનસ સરોવર અને કૈલાસ જવા માટે જે જે સામગ્રી જોઈએ તેનો સંગ્રહ કરવા લાગ્યો. બધું ધીરે ધીરે મળી આવ્યું.

અહીં એક વાત કહેવાની છે કે પશ્ચિમ તિબેટમાં જવાનો મારો આ પહેલોજ પ્રસંગ હોવાથી મને તે તરફની કોઈ જાતની ખબર નહોતી અને જેટલી મળી શકી તેટલી બરાબર નહોતી તેથી મેં ઘણી ભૂલો કરી અને એકન્દર ખર્ચ પણ વધારે થયો. દાખલા તરીકે મેં જે કુલીને નોકર તરીકે રાખ્યા હતા તેઓ કમાઉન પ્રગણાના હતા. એકને હું દરમાસે અગિઆર રૂપીઆ અને બીજાને આઠ રૂપીઆ પગાર તરીકે આપતો. મારે ગર્બિયાંગ સુધીજ તેને લેવા જોઇતા હતા. ગર્બિયાંગ પછી તિબેટમાં આગળ જતાં ઉપરોક્ત કુલીઓ નકામા થાય છે.

એક દેશી માણસ રસોઈ કરવા માટે સાથે રાખીએ તો બસ. બિસ્કિટ, ઠારેલું દૂધ ( Condensed Milk ) મીણબત્તી વગેરે ચીજો મારા એક પરમ પ્રિય મિત્રે ( રામ એજન્સીના માલેકે ) મુંબાઈથી ટપાલ દ્વારા મોકલી હતી, તે મને માયાવતીમાં મળી. હિમાલયમાં પ્રવાસ કરનારે સાથે ઘણાં ગરમ કપડાં રાખવાની જરૂર છે. એ પ્રમાણે મેં પણ ગરમ કપડાં લીધાં હતાં. હું એક ઉપર એક એમ પાંચ કપડાં પહેરતો અને

તે ઉપર કફની નાંખતો. પગમાં ગરમ કપડાંની સુરવાળ પહેરતો અને ઘુંટણની નીચે લશ્કરી સિપાઇઓ પ્રમાણે ગરમ કપડાનો પટ્ટો ( Bandages ) વીંટી લેતો. પગમાં થોડા દિવસ બૂટ પણ પહેર્યા હતાં. મારાં કપડાં બહુ જાડાં અને ગરમ હતાં. હું માથે કાંઇ પહેરતો નહિ. માથે કપાળપટ્ટીની ગરમ ટોપી પહેરી તે પર ફેંટો અથવા રૂમાલ બાંધી લેવાથી ટાઢથી રક્ષણ થતું. પગે બેન્ડેજીસ બાંધતો તેથી મોટા મોટા પહાડો ચડતી ઉતરતી વખતે બહુ હેરાનગતી ન થતી. બરફપર પડતાં સૂર્યનાં કિરણથી સર્વત્ર અસહ્ય તેજ ફેલાતું. આંખોને હરકત ન પહોંચે માટે મેં આશમાની રંગનાં ચસ્માં સાથે લીધાં હતાં. તેનો ઉપયોગ કરવાની માત્ર એકજ વાર જરૂર પડી હતી. એ ઉપરાન્ત મારી પાસે એક નાનકડું દુરબીન ( બાયનોક્યુલર ) અને એક ઘડિઆળ હતાં. આ બન્ને વસ્તુઓ મને આગળ જતાં બહુ ઉપયોગી થઇ પડી.

માયાવતીના સંન્યાસીઓ અને બીજા માણસો મને કહેવા લાગ્યા કે તમે જે પ્રવાસ કરવા ધારણા રાખો છો તે બહુ કઠણ કામ છે. તમારા શરીરનો બાંધો બહુ નબળો છે, તો તમે આખો હિમાલય કેવી રીતે ઓળંગશો તેની અમને બહુ ચિન્તા રહે છે, વગેરે વગેરે. હું તેમને એકજ ઉત્તર આપતો "**मैं सद्गुरुका बच्चा कामि नहिं हुंगा दिलका कच्चा.**"

જે દિવસે નીકળવાનું હતું તેની આગલી રાત્રે હું ધ્યા-

નસ્થ બેઠો. ધ્યાનમાંથી ઉઠયા પછી મારામાં ઘણી હુશિયારી આવી. આ એક હિમાલય તો શું પણ એવા લાખો હિમાલય હોય તોપણ મારૂં ધ્યેય સાધવા માટે તે સઘળાને ઓળંગી જવા મારામાં સામર્થ્ય છે એમ મને લાગ્યું. આત્મનિષ્ઠા, ઉત્કટ ઇચ્છા, બ્રહ્મચર્ય, શ્રી સદ્ગુરુચરણોમાં નિસ્સીમ પ્રેમ અને તેથી આવેલું ગાંડપણુ, વગેરે કારણોથી મને મારા દેહની જરા પણ પરવા રહી નહિ. મારૂં શરીર અશક્ત હતું પણ મન સશક્ત છે એમ મારી પૂર્ણ ખાત્રી હતી. ધ્યેય સાધ્ય થયા સિવાય પાછું ન ફરવું એવો મેં દૃઢ નિશ્ચય કર્યો હતો. જેને જેને કાગળ પત્રો લખવા હતા તેને લખ્યા અને કલમ નીચે મુકી તે ફરી ચાર પાંચ મહીને હાથમાં લેવાનો પ્રસંગ શ્રીનારાયણ કૃપાથી આવ્યો.

બીજે દિવસે સવારે બે કુલી અને હું માયાવતીથી શ્રી કૈલાસ અને માનસ સરોવર જવા માટે નીકળ્યા. મારા કુલીઓ તે દેશના બ્રાહ્મણો હતા. તે પૈકી એક તિબેટી ( હૂણ ભાષા ) ઠીક જાણતો હતો. માયાવતીથી ગર્બિયાંગ સુમારે સવાસો માઈલ દૂર છે. આશરે દશ દશ માઈલના અંતરે મુકામ કરવાનાં સ્થળો છે.

ગર્બિયાંગ પહોંચતાં મને પંદર દિવસ લાગ્યા. કૈલાસ અને માનસસરોવર સુધી ઈચ્છા હોય તો ઘોડે પણ મુસાફરી

કરી શકાય છે, ફક્ત પૈસા જોઇએ. મેં આખો પ્રવાસ પગે ચાલીનેજ કર્યો. શ્રી સદ્‌ગુરૂ મહારાજનું ચિંત્વન કરી પ્રવાસનો આરંભ કર્યો. બપોરે એક વાગતાના સુમારે 'છીડા' મુકામે પહોંચ્યો. હું તે દિવસ તેર માઇલ ચાલ્યો. 'છીડા' બહુ ગરમ છે; ત્યાંનું પાણી પણ સારૂં નથી. ત્યાં ડાક બંગલો અને વેપારીની દુકાન છે.

મારા કુલીઓનો વિચાર માયાવતીથી સાત માઇલ પરજ મુકામ કરવાનો હતો, પણ હું માયાવતીથી નીકળ્યો તે સીધો 'છીડા' આવીને અટક્યો. રસ્તામાં લોહારઘાટમાં માત્ર ટપાલમાં કાગળો નાંખવા અને પોસ્ટ માસ્તરને મારૂં સરનામું વગેરે આપવા પંદર વીસ મિનીટ ખોટી થયો હતો. જેમ તેમ કરી મારા કુલીઓ છીડા આવી પહોંચ્યા. આ વખતના કુલીઓ હુંશિયાર, ચાલાક અને હિંમતવાળા નહોતા. તેઓ બિચારા કુલીઓ એટલે ખરેખરા સામાન ઉપાડનાર મજુરજ હતા. ગર્બિયાંગ સુધી તેઓ મારી સાથે કોઈ દિવસ ચાલ્યા નહતા. હું એકલોજ મારા વિચારમાં આગળ ચાલ્યો જતો. શ્વાસ નિરોધ કરતાં આવડતો તેથી પહાડ ચઢતી કે ઉતરતી વેળા મને કોઈ વખત દમ ચડયો ન હતો. હું બહુ ઉતાવળે તેમજ બહુ ધીમેથી પણ ચાલતો ન હતો. શ્વાસોચ્છ્‌વાસના પ્રમાણ પર હમેશાં મારો પગ ઉપડતો. મારા કુલીઓ એક ચઢણ ચડી રહે એટલે અર્ધો કલાક વિશ્રાંતિ લેતા. ચાલતી વખતે રસ્તામાં

હું કદી પણ પાણી ન પીતો અને ખાતો પણ નહિં, અને તેમ કરવાથી મારા નળ પુલી કદી પેટમાં દુખવા પામ્યું નથી. ટુંકામાં મને ઝાઝી મુશ્કેલી નડી નહિ.

પ્રવાસમાં મને હરકત ન પડી કે મારા હાલહવાલ ન થયા એમ કહેવાનો અર્થ એટલોજ કે મારા મનને કદી પણ દુઃખદાયક કશું લાગ્યું નથી. મારૂં લક્ષ કેવળ મારા ધ્યેય તરફજ હતું. હું તેની પાછળ ગાંડો થયો હતો.

છીડાના ડાક બંગલાની પડશાળમાં અમે મુકામ કર્યો. પાસેનાજ એક પાઇનના ઝાડ તળે મારા માણસોએ રસોઈ વગેરેની વ્યવસ્થા કરી. અહિં માખીઓ ઘણીજ હતી. જમતી વખતે એટલી ધાસ્તી લાગતી કે જમતાં પેટમાં માખી જશે કે શું ! અમારા શરીર પર અને બીજા સર્વ પદાર્થો પર એટલી બધી માખી હતી કે અમે બધા કાળા દેખાવા લાગ્યા. હિમાલયમાં પહેલ વહેલાં અહિંજ મારી નજરે આંબા પડયા. ભાવિ સુખના વિચારતરંગમાં એક ઝાડ તળે વ્યાઘ્રચર્મ પર હું આખો દિવસ પડયો રહ્યો. આગળના પ્રવાસ સંબંધે નોકરો સાથે વચ્ચે વચ્ચે વાતચીત કરતો હતો.

રાત્રે અમે પડશાળમાં સૂતા. આખો દિવસ મહેનત થવાથી રાત્રે ગાઢ નિદ્રા આવી. મધ્ય રાત્રિને સુમારે મેં કોઈ જાનવરની બૂમ સાંભળી, પરન્તુ અર્ધ નિદ્રાવસ્થામાં હોવાથી

તે તરફ મેં લક્ષ ન આપ્યું. હું તો નિરાંતે સૂતો. થોડીવારે મારા એક કુલીએ વાઘની બૂમ સાંભળી અને તે એકદમ બેઠો થયો; તેથી હું અને બીજો કુલી પણ ઉઠયા.

"શેરકા બોલ મૈને સુના" એમ તે કુલીએ કહ્યું. અમે વાઘની વાતો કરતા પથારી પરજ ( કામળી પર ) આળોટતા પડયા હતા, એટલામાં બીજીવાર ખરાડા સાંભળ્યા. આખી રાતમાં એવી રીતે ત્રણચાર વાર ખરાડા સાંભળ્યા હતા. તેથી અમને આખી રાત ઉંઘ ન આવી.

ત્યાંનો સરકારી વેપારી કહેતો હતો કે કોઇ કોઈ દિવસ વાઘ બંગલાની પડશાળમાં સુવે છે ખરો!

આ વખતે મને જંગલમાંનો વળી પાછલો એક પ્રસંગ યાદ આવ્યો. હું અને મારો નેપાળી ભોમિયો એક જંગલમાંથી પસાર થતા હતા. તે વખતે હું ટેહરી ઇલાકામાં હતો. એક દિવસ અમે રાતના ઘોર જંગલમાં એક વૃક્ષ તળે ઉતર્યા. ત્યાં અમારી કામળીઓ પાથરી ઝાડના થડનું ઓશિકું કરી પડયા. એક જાડું અને મ્હોટું લાકડું શીત નિવારણાર્થે અમારી બન્નેયની વચમાં સળગાવી રાખ્યું હતું. આજ ધુણી પાસે સુતી વખતે શ્રી સદ્‌ગુરૂ ચરણનું ધ્યાન ધરી મેં વાંસો ઢાળ્યો. પેટમાં મુદ્દલે અન્ન ન હોવાથી અને સાવ થાકી જવાથી સુતા વારજ મને નિદ્રાદેવીએ ઘેરી લીધો. એકના સુમારે હું જાગ્યો.

આ વખતે અમારી ધુણી સતેજ બળતી હોવાથી, અંધારામાં તેનો પ્રકાશ આજુબાજુમાં સારી રીતે પડતો હતો. સુતાં સુતાંજ મારી નજર સહેજ મારા પગ આગળ ગઈ ત્યાં જેનું માથું ભોમિયાના પગ આગળ અને પૂંછડી મારા પગ આગળ એવી રીતે એક વિકાળ વાઘ લાંબો થઇ ધુણીનો શેક લેતો નિશ્ચિત પડયો છે એમ મારી દ્રષ્ટીએ જોયું. મે અર્ધોન્મીલિત દૃષ્ટિએ મારા ભોમિયા તરફ નજર કરી. એણે પણ તેવીજ રીતે મારી સામું જોયું અને નેત્રના સંકેતથી મને દર્શાવ્યું કે, જેમ પડયા છો તેમજ પડી રહો. બીલકુલ હાલશો માં. વાઘને જોતાંજ ભયથી મારા ટાંટીઆ સાવ ગળી ગયા, આખા શરિરે ઘામઘામ થઇ ગયો, અને સાવ ગળગળીત થઈ મનમાં મહારાજનું નામ સ્મરણ કરતો નિશ્ચિત પડી રહ્યો. થોડી વારે તે વાઘે ઉઠી ઉભા થઈ ભયંકર ગર્જના કરી પોતાની લાંબી પૂંછડી જોરથી પૃથ્વિ-પર પછાડી. પ્રિય વાંચકો ! થયું ? મેં મારા સહુથી પ્રિય એવા જે પ્રાણ તેની આશા છોડી, પણ મનમાં નામસ્મરણ ચાલુજ રાખ્યું હતું. સુંદર પણ આ ભયંકર અને ઉગ્ર પ્રાણીએ મારા ભોમિયાનો વાસ લીધો. પછી મારી આગળ આવી ઉભો રહી, મારા પગ સામું થોડીવાર નિરખી જોઇ અમારા બન્ને ઉપરથી એકદમ ફલાંગ મારી કુદી ગયો. આવી રીતે ત્રણ ચાર વાર કરી નિમિશ વારમાં વાયુ ગતીએ ત્યાંથી અલોપ થઇ ગયો. આ વખત સંતપ્ત મનને પ્રમૂદિત કરનારો પ્રભાત કાળના ત્રણ ચાર વાગ્યાનો સમય હતો. વાઘ અમારી પાસેથી દૂર ગયો એવું

જોતાંજ મારા ભોમિયાએ કહ્યું "મહારાજ અબ હયાંસે જલદી ચલો યહાં ઠહરના ધોખેકા હોગા, કારન વો શેર એક દો ઘંટે બાદ જરૂર યહાં આયગા" પછી અંધારામાંને અંધારામાં ઠોકરો ખાતા ખાતા અહિંથી ત્રણ ચાર મૈલ જેટલે દૂર જઇ મુકામ કર્યો. પરમેશ્વરની દયાથી અમે સાક્ષાત મૃત્યુની દાઢમાંથી આ રીતે છૂટયા. આવાં પ્રાણાંકિત સંકટમાંથી, ભગવાન્-નારાયણે અમને મુક્ત કર્યા એ કલ્પના મારા અંતઃકરણમાં જયારે જયારે ઉદ્ભવે છે, ત્યારે ત્યારે મારૂં અંતઃકરણ સદ્ગદિત થઈ હરીના ચરણ કમળને પ્રેમાશ્રુથી સ્નાન કરાવ્યા શિવાય મારાથી હજી પણ રહેવાતું નથી. "જાકો રામ હૈ રખવાલે જગકે રૂઠેસે કયા હુવા." આ શ્રીભગવદ્ભક્ત તુલસીદાસની ઉક્તિ અક્ષરશઃ ખરી છે એવું મારી પ્રતીતિમાં આવ્યું.

સવારે ત્રણ વાગે મેં કુલીઓને નીકળવાની તૈયારી કરવાનું કહ્યું, અને અમે ચારેક વાગ્યાના સુમારે રસ્તે પડયા. છીડાથી ત્રણચાર માઈલ સુધી એકસરખો ઢાળ આવે છે. ચઢણ કરતાં ઢાળ પર ચાલતાં વધારે હેરાનગતિ થાય છે. ઢાળ ઉતરી સરયૂગંગા નદીને કાંઠે સવારે છ વાગે આવી પહોંચ્યા. પૂલ પાસે એક કલાક બેઠા. શૌચ, મુખમાર્જન, સ્નાનસંધ્યાદિ વિધિ આટોપી ચહા પીધો અને આગળ ચાલ્યા. અહીં એક જીવના જોખમનો પ્રસંગ આવ્યો. જે પથ્થર પર બેસી હું સ્નાન કરતો હતો તે પથ્થર નીચેની રેતી પાણીના જોસબંધ

પ્રવાહ સાથે ધીરે ધીરે સરી ગઈ, અને તે પથ્થર ઉથલી પડયો; એટલે લાગલોજ હું પાણીમાં પડયો. પગ નીચેની રેતી સરી જતી હોવાથી હું ઉંડોને ઉંડો ઉતરવા લાગ્યો. મને તરતાં આવડતું નહોતું, તેથી હું વચલી ધાર તરફ તણાવા લાગ્યો, પણ પાણીમાં એક મોટો ખડક હતો તે દૈવયોગે મારા હાથમાં આવ્યો. ખડક ઉપર ઉભા રહી મેં કુલીને બુમ પાડી બોલાવ્યા; અને તેઓ મને કાંઠે લઈ ગયા. આ રીતે બચી જવાથી, કૈલાસ અને માનસ સરોવરનાં દર્શન થશે અને મારો હેતુ પૂર્ણ થશે, એમ મને ચોક્કસ લાગ્યું, અને તેથી મારામાં ધૈર્ય પણ વધારે આવ્યું. સરયૂગંગા ઉતરવાને તે ઉપર એક ઝુલતો પૂલ છે. હિમાલયમાં મોટી મોટી નદીઓ પર એવાજ ઝુલતા પૂલ ( hanging bridges ) બાંધેલા છે. જેટલો ઢાળ ઉતર્યા હતા તેટલીજ પાછી ચઢણ આવી; પરન્તુ તે બહુ સખ્ત નહોતી.

આ ચઢણ ઠેઠ ગોરન્યા સુધી હતી. સુમારે સાડાનવ વાગે અમે 'ગોરન્યા' પહોંચ્યા. ત્યાં એક ડાક બંગલો અને વાણીઆની દુકાન છે. આ મુકામ છીડાથી સુમારે દસ માઈલ દૂર છે. અહિંયાં મેં કેળાં પહેલવહેલાં જોયાં. મારી કલ્પના એમ હતી કે હિમાલયમાં કેળ અને આંબા નહિ હોય, કારણ કે એ ઝાડો આજ સુધી મેં હિમાલયમાં કયાંએ જોયાં નહોતાં.

હું ગોરન્યા પહોંચ્યો તે વખતે ત્યાંના વસુલાતી કારકુન

પંડિત કેદારનાથ મને મળ્યા. તેજ દિવસે ડેપ્યુટી કલેક્ટરની સવારી ત્યાં આવી હતી, તેથી તેની સરભરા કરવા માટે તે ગોરન્યા આવ્યા હતા. કારકુને મારી વ્યવસ્થા સારી કરી હતી. દૂધ, ઘી, દહીં વગેરે ચીજો મને અહિં મળી. તેમણે કાશી જઇ શાસ્ત્રીની પહેલી પરીક્ષા આપી હોવાથી તેમને સંસ્કૃત આવડતું હતું. બંગલામાં જગ્યા ન હોવાથી બે ભવ્ય ઝાડોની વચ્ચે ઘટ્ટ અને શીતળ છાયામાં તેમણે મારે માટે એક પર્ણકુટી તૈયાર કરાવી હતી. આ આખો દિવસ તે કારકુનની સાથે ધાર્મિક વિષયો સંબંધે વાર્તાલાપ કરવામાં ગયો. તે દિવસ બહુ આનન્દમાં ગયો. કોઇ પણ વિષયો પર હું ચર્ચાત્મક ભાષણો બહુ કરતો નહિ. આમ કરવાનાં ઘણાં કારણો નહોતાં, પરન્તુ જે થોડાં હતાં તે મને તો ચોક્કસ મહત્ત્વનાં લાગ્યાં હતાં. રાત્રે અલ્મોરાના એક તરુણ વકીલ મને મળ્યા. તેમની સાથે રાતના બાર વાગ્યા સુધી સંભાષણ થયું. ભાષણ ધાર્મિક અને સામાજિક વિષયો પર હતું. ત્યાં 'ભોટ' જનારો એક નિશાળનો માસ્તર મને મળ્યો. એમ કહેવાય છે કે પાંચસો છસો વર્ષ પહેલાં બ્રાહ્મણોનું એક કુટુંબ એક ક્ષત્રિય રાજા સાથે આ પ્રાન્તમાં આવ્યું હતું. પંડિત કેદારનાથ આ કુટુંબના છે. ગંગોલીહાટમાં મહારાષ્ટ્રીય બ્રાહ્મણો રહે છે. અત્યારે તે નામનાજ બ્રાહ્મણ છે. ઘણા વર્ષના સહવાસને લીધે આ મહારાષ્ટ્રીય કુટુમ્બના વંશજો પહાડીજ બની ગયા છે. અને એમ બનવું સંભવિત છે.

હિમાલયને ઉત્તર ખંડ કહે છે. તે તરફના પ્રાણીઓ માંસ ભક્ષણ કરે છે. ફક્ત પંડિત કુટુમ્બના માણસો માંસાહાર કરતા નથી. તેમનો બીજો સઘળો વહેવાર અને રહેણી કરણી પહાડી લોકો જેવીજ છે. તેઓ મજુરીનો પણ ધંધો કરે છે.

હું ગોરન્યા હતો તે દરમ્યાન એક દિવસ સાંજે હંમેશ મુજબ એકલોજ અરણ્યમાં ફરવા ગયો હતો. ફરતાં ફરતાં નજીકની એક ટેકરી ઉપર મારૂં લક્ષ ગયું. તે ટેકરીનો પશ્ચિમ તરફનો ભાગ ટૂટેલી ભેખડ જેવો હતો, અને તે ભેખડની ટોંચ પર એક ખડક બહુ આગળ નીકળેલો હતો. હું તે ખડકપર જઈ ઉભો રહ્યો, અને પછી ત્યાં ધ્યાન ધરવા બેઠો. તે વખતે સઘળે શાન્તિ હતી. સૂર્ય ભગવાન્ ધીરે ધીરે ક્ષિતિજ નીચે ઉતરતા જતા હતા. હું જે ખડક ઉપર બેઠો હતો તે પરથી શ્રી સૂર્યનારાયણે પોતાનાં કોમલ કિરણો ખેંચી લીધાં નહોતાં. મારા ડાબે પડખે ઉંડી ખીણમાં સામેના પર્વતનો પડછાયો પડ્યો હતો, અને જમણી બાજુના પહાડ પર અને તેની પેલી મેર, હજુ સૂર્યનારાયણનાં કિરણો ચળકતાં હતાં. શીતલ પવન વહેતો હતો. આ સુરમ્ય દેખાવથી મને ઘણોજ આનન્દ થયો, અને મેં શ્રી સૂર્ય ભગવાનરૂપી સદ્‌ગુરૂનું સ્તવન કર્યું. આઠ વાગ્યાને સુમારે હું કુટીમાં પાછો આવ્યો, ભોજન કર્યું, અને વિશ્રાન્તિ માટે નામસ્મરણ કરતો કેટલોક વખત એકલો પડી રહ્યો અને સુમારે બાર વાગે સુતો.

સવારે પાંચ વાગે, અમે ચાર જણા આગળ જવા માટે ગોરન્યાથી નીકળ્યા. જતી વખતે તે કારકુન પણ મળ્યો. અમો સાડાઆઠને સુમારે પીઠોરાગઢ આવ્યા. પીઠોરાગઢ સારૂં વેપારનું સ્થળ છે. એક નાનકડી નદીમાં અર્ધચંદ્રાકારે વસેલું છે. ત્યાં એક જુનો અને નાનો કિલ્લો છે. પહેલાં અહીં નેપાળ સરકારનું રાજ્ય હતું તે વખતે અહીં નાનું સરખું લશ્કર પણ રહેતું. અહીં પોસ્ટ ઑફિસ અને ડાક બંગલો છે. અહીંનું બજાર મોટું છે. આ પરગણું ફળદ્રુપ છે. અહીં ચોખા, ઘઉં, અને નાચણી વગેરે ધાન્ય પાકે છે. આ પરગણાનું બીજું નામ 'સારો' પરગણું પણ કહેવાય છે. અહીં મીશનરી લોકની એક સંસ્થા છે. ત્રણ ચાર હજાર લોકો ફક્ત પેટને માટેજ ખ્રીસ્તી થયા છે, એમ મને સમજાયું. પીઠોરાગઢ પછી જે ચીજો ન મળી શકે તેવી હતી તે મેં અહીંથી ખરીદી લીધી. પીઠોરાગઢ તાલુકો હોવાથી અહીં એક તહસીલદાર રહે છે. પીઠોરાગઢમાં અમારો મુકામ આશરે પાંચ છ કલાક હતો. ભોજન વગેરે આટોપી બપોરે બે વાગે અમો આગળ ચાલ્યા. ગોરન્યાથી સોર સુધી ઢાળ છે. સોર પરગણું અલ્મોરા જીલ્લાનું ગણાય છે. એક ટેકરી ઉપર ઉભા રહી મેં પીઠોરાગઢ તરફ જોયું. સોર પરગણામાં પાણી પુષ્કળ હોવાથી ખેતી સારા પાયા પર થાય છે. સામેના પહાડ પરના મુઢવા ધાન્યનાં લીલાંછમ ખેતરો, દૂરથી જાણે કે દાદરનાં પગથીયાંજ હોય તેવાં લાગતાં હતાં. પીઠોરાગઢ ગામ તળેટીમાં આવેલું હતું. ભિન્ન ભિન્ન

ખેતરોમાં પહાડ ઉપરથી આણેલ પાણી પર સૂર્યકિરણો પડવાથી તે ચળકતું હતું. અહીંથી આગળ દરરોજ હું દોઢ પડાવ એટલે પંદર માઇલની મુસાફરી પગે ચાલીને કરવા લાગ્યો. ત્યાંથી નીકળ્યા પછી સાંજે અમે નાવર નામના ગામડા પાસે આવી પહોંચ્યા, અને ત્યાંથી એક માઇલ દૂર એક પાઠશાળામાં અમે મુકામ કર્યો.

આ પાઠશાળા ટેકરીને મથાળે હતી. પાણી ટેકરીની તળેટીમાં એટલે ચારસો પાંચશો ફુટ ઊંડી ખીણમાં હતું. પહાડી ભાષામાં ખીણને "ખડ" કહે છે. અમારી પાસે ગાગર કે એવું મોટું ઠામ નહોતું. રાત અંધારી હતી. પંદર માઇલની પગની મુસાફરીથી કુલી પણ થાકી જઇ નાખુશ થયા હતા. હું અને નિશાળનો માસ્તર મુકામે સાંજે સાતવાગે પહોંચ્યા. અમારા કુલીઓ પાછળથી દોઢ કલાકે આવી પહોંચ્યા. આ વખતે મને મારો જુનો વૃદ્ધ નેપાળી ભોમીઓ બહુ સાંભરી આવ્યો. અંધારામાં એકલોજ હું પાણીના ઝરા પાસે ગયો. જતી વખતે રસ્તામાં મારા બે પગ વચ્ચેથી કોઇ જનાવર નીકળી ગયું. તે ચોપગું હશે એમ મને લાગ્યું. સર્પ કે એવુ કાંઇ ભાસ્યું નહિ. અંધારામાં જઇ કમંડળ ભરીને પાણી લાવ્યો. અડાયાં (છાણાં) અને થોડોક કુચો ત્યાં હતો તે સળગાવી તાપ કર્યો અને કમંડળમાં ખીચડી મૂકી બળતણ પુરું ન હોવાથી ખીચડી કાચી રહી. જમવા માટે મારી પાસે થાળી

ન હતી, તેથી શાળાની આગલી પડશાળમાં એક શિલા પડી હતી તે ધોઇ તેની ઉપર ખીચડી કાઢી જમવા બેઠો. હાથ ધોવા તથા પીવા માટે, પાણી ભરવા હું અંધારામાં જવા નીકળ્યો; એટલે તે કુલીમાંનો એક તરુણ હતો તેણે કહ્યું "તમે બેસો; હું કમંડળ ઉટકી પાણી લઈ આવું છું." આ કુલી મારી સંભાળ વધારે રાખતો હતો. પાણી લઈ પાછા આવતાં તેને પોણો કલાક લાગ્યો. અંધારામાંજ બે ચાર ઠેકાણે ઠેસ વાગી પડવાથી તેને બે ઠેકાણે ઇજા થઈ હતી. નિશાળની પડશાળમાં અમે સુતા, પરન્તુ જમીન સરખી ન હોવાથી સુતાં ફાવ્યું નહિ. પ્રવાસમાં મારી ઉંઘ ઓછી થઈ હતી. આગળ જતાં તો બે અઢી કલાકની ઉંઘ તો બસ થઇ રહેતી. નાવરની પડશાળમાં સુતા હતા તે દરમ્યાન મળસકે ત્રણ સાડા ત્રણને આશરે મને એક સ્વપ્ન આવ્યું, તે સ્વપ્નમાં મને ઉપાસ્ય દેવના દર્શન થયાં અને પાછળથી મારા એક નિસ્સીમ પ્રેમી મિત્રની ભેટ થઇ. મુંબઇથી નીકળ્યા પછી આ સ્વપ્ન આવતાં સુધી મને તે મિત્ર એક વાર પણ સાંભર્યો નહોતો.

એક દિવસે સંધ્યાકાળે ચાર પાંચના સુમારે ગંગોત્રી તથા જમનોત્રીના પ્રદેશમાંના એક અરણ્યમાં હું તથા મારી પાછળ સુમારે દશ પંદર હાથના અંતરે મારો ભોમિયો એમ બે જણા, જેની બે બાજુએ ઘુંટણ ઘુંટણ ઊંચું ઘાસ ઊગ્યું છે, જમણી બાજુએ પર્વત અને ડાબી બાજુએ ઊંડા

તથા ભયાનક એવો ટૂટેલા ડુંગરનો ભાગ, તેમાંથી એક પગવાટ હતો. તે પગવાટે સાયંકાળની શોભાનું તેમજ વનશ્રીનું અવલોકન કરતા તથા સદ્‌ગુરૂ ચરણનું મનન કરતા, પ્રવાસ કરતા હતા. ચાલતાં ચાલતાં મારો પગ એક મોટા ભુજંગની પૂંછડી ઉપર પડયો. પછી શું પૂછવું ? બીકથી હું એકદમ એક બે હાથ પાછળ હઠયો પણ તે નાગ સીધો પૂંછડી પર ઊભો થઇ ફૂત્કાર કરતો મારા પર ધસ્યો અને પોતાની મોટી ફેણ મારા જમણા ગાલ ઉપર મારી બીકથી કહો કે પછી બીજા કાંઇ કારણથી કહો પણ તે એકદમ વાયુવેગે ત્યાંથી નાઠો અને ડુંગરના ટૂટેલા ભાગ ઉપરથી નીચે પડી મૃત્યુ પામ્યો ને તેના છૂંદેછૂંદા થઇ ગયા. નાગ સુમારે આઠ નવ હાથ જેટલો લાંબો તેમજ પાંચ છ ઈંચના ઘેરાવા જેટલો અથવા તેથી જરા વિશેષ જાડો હતો. રંગ કાંચન જેવો પીળો અને તેના પર કાળા કાળા ચાંડલા હતા. આંખો મોટી અને ગોળ તેમજ પાણીદાર હતી. કહેવાનું કે દેખાવમાં બહુજ સુંદર હતો. મારા ગાલ ઉપર ફટકો જોરથી વાગ્યો નહોતો, તો પણ થોડીવારે મને એક ઊલટી થઈ અને જરા એક બે ક્ષણની ચક્કર આવી ગઇ. ઊલટીનો રંગ લીલો લીલો હતો. ઊલટી થયા પછી મને જરા આરામ વળ્યો.

અમે મળસકે ત્રણ વાગે આગળ પ્રવાસ કરવાનું શરૂ

કર્યું. સૂર્યોદય વખતે કનાલીછીના પહોંચ્યા. નાવરથી કનાલીછીના ચાર માઈલ છે. અહીં એક દુકાન છે, ત્યાં શૌચ-મુખમાર્જન કરી સીધું વેચાતું લઈ અમો આગળ ચાલ્યા. સુમારે સાડા નવ વાગે મિતોડા નામના એક નાનકડા ગામડા પાસેના ખેતરમાં એક આંબા નીચે રસોઇ પાણી કરવા મુકામ કર્યો.

અહીંઆં પાણી ઠંડુ અને મીઠું હતું. સુમારે બે ત્રણ કલાક આંબા નીચે આરામ લઇ રાત્રિના મુકામ માટે અસ્કોટ જવાનું નક્કી કર્યું. મિતોડાથી ત્રણ માઈલની સીધી ચઢણ આવે છે. બપોરે ત્રણ વાગે ચડવાનો આરંભ કર્યો. શ્રીવાસુદેવની કૃપાથી આકાશ મેઘાચ્છાદિત હતું, અને પવન વાતો હતો. સાંજ સુધી એટલે છ સાડા છ સુધી અમે ચડયે જતા હતા. અમને જો કે સર્વ પ્રકારે અનુકૂળતા હતી, તોપણ પર્વતશિખર પર આવતાં સુધી અમે બહુ હેરાન થયા. તાપને લીધે શરીર બળું બળું થતું હતું. પરસેવાની તો વરસાદ પ્રમાણે માથાથી પગ સુધી એકસરખી ધારાઓ વહેતી હતી. પગના કટકા થશે કે શું એમ લાગ્યું. હું અને માસ્તર છ વાગે પર્વતના શિખરપર આવી પહોંચ્યા. ત્યાં એક નૈસર્ગિક મોટી શિલા હતી. તે પર અમે જઇને બેઠા. તે વખતે ઠંડો પવન વાતો હતો, અને તેથી થોડીજ વારમાં અમારો શ્રમ દૂર થયો. તે શિલા પર બેસી મેં પર્વતની

બન્ને બાજુ તરફ દૃષ્ટિ ફેંકી. ત્યાંથી અસ્કોટની શોભા બહુજ સુંદર લાગતી હતી. ત્યાંથી દુર્બીનવડે સામેના પહાડના એક શિખર પર જોયું તો તે ઉપર એક ચાર માળનું મકાન દેખાયું. તેની નીચે આજુબાજુ બશો ત્રણસો ઘરની વસ્તી હોય એમ દેખાતું હતું. કેળાં, કેરી, સંત્રાં વગેરે ફળઝાડનો મોટો બાગ જોઈ મને બહુજ આનંદ થયો અને અસ્કોટ જઇ તે બાગમાંજ ઉતરવું એમ મનમાં આવ્યું. જ્યાં ત્યાં લીલું છમ દેખાતું હતું.

કુલીનું હજુ કાંઇ ઠેકાણું નહોતું, તેથી મેં દુર્બીનથી બીજી બાજુએ જોયું તો માલૂમ પડયું કે કુલીઓ અર્ધો ચઢણ માત્ર ચડયા હતા. મેં તેમને એક ઝાડ નીચે સામાન મુકી ચલમ પીતા બેઠેલા જોયા. આગળ વધીને અમે કેટલે ઉંચે ચઢયા છીએ તે જોવા માટે હું એકલો શિલા ઉપર ચડયો, એટલે મને તળેટીમાંનું ગામડું બહુજ નાનું દેખાયું. મારા કુલીઓ અર્ધ રસ્તે આવ્યા હતા તોપણ તેઓ નાનકડા પ્રાણીઓ જેવા દેખાતા હતા. મેં બહુજ જોરથી એક બુમ પાડી, અને જલદી ઉપર આવો એવી તેમને ઈશારત કરી, પરંતુ તેમના તરફથી પ્રત્યુત્તર મળ્યો નહિ. માસ્તરે કહ્યું કે તેઓ બહુ થાકી ગયા હશે. આ પ્રમાણે અમો તેની માર્ગપ્રતીક્ષા કરતા હતા; દરમિયાન તેઓ સાત વાગતાને સુમારે શિખર પર આવ્યા. તેઓ બહુજ થાકી ગએલા

દેખાયા. તેઓ બહુજ હાંફતા હતા. પંદરેક મીનિટે તેમની હાંફ જરા નરમ પડી. મારા સામાનનું વજન ત્રીશ શેર હતું તેથી એક એક કુલીને પંદર પંદર શેરનો બોજો ઉચકી ચાલવું પડતું હતું. મારી પાસેનાં શરીર ઉપરનાં કપડાંનું વજન પણ લગભગ દસેક શેર તો હતુંજ.

અમે બેઠા હતા તે સ્થળથી અસ્કોટ સુમારે ચાર માઈલ હતું. સંધ્યાકાળ થયો હતો અને કુલીઓએ પણ કહ્યું કે અસ્કોટ સુધી અમારાથી ચલાશે નહિ. છેવટે એક દોઢ માઈલનો ઢાળાવ ઉતરીને અમોએ એક ગામડામાં રાત્રિએ મુકામ કર્યો. આ ગામડામાં ત્રણ ચાર ઘરો હતાં. અહીંઆં ભૂખ્યા સૂઇ રહેવાનો વખત આવશે કે કેમ એમ લાગ્યું, પરન્તુ ત્યાંના એક ખેડુતે અમને એક રૂપીઆનો ચાર શેર લોટ આપ્યો, અને નિશાળના માસ્તરે બીજા ખેડુત પાસેથી ચાર બટાટા આણ્યા. રાત્રિના દસ વાગે અમો જેવી તેવી રોટલી તૈયાર કરી જમ્યા, અને ખેતરમાં મેદાનમાંજ સુતા. વરસાદનો ડોળ થવા લાગ્યો અને ખેડુતે પણ અમને કહ્યું કે અહીં વાઘની ભીતિ ઘણીજ છે માટે ખુલ્લા મેદાનમાં સુશો નહીં. તેણે ખેતરમાં ચોખા નાંખવાની એક ઝુંપડી હતી તેમાં અમને જગા કરી આપી. ત્યાં અમને નિદ્રા આવી નહીં, કારણ કે ચોખામાં પડેલાં જંતુએ અમને અતિ ત્રાસ આપ્યો. આ સ્થળથી અસ્કોટ માત્ર બે

અઢી માઇલ હોવાથી અમે સવારે પાંચ વાગે ઉઠી આગળ ચાલ્યા. સુમારે પોણો માઇલ ગયા એટલે અસ્કોટ જનાર એક દૂધવાળો અમને મળ્યો. તેની સાથે અમે ગયા. અસ્કોટ સુમારે સવારે આઠ વાગે પહોંચ્યા.

કનાલીછીના અને અસ્કોટ વચ્ચે દસ માઇલનું અંતર છે. દરેક પડાવ વચ્ચે સુમારે દસ દસ માઇલનું અન્તર હોય છે. અસ્કોટમાં પોસ્ટઑફિસ અને નાનું સરખું બજાર છે. અસ્કોટ જાગીરદારનું ગામ છે. અહીંના રાજા સૂર્યવંશી ક્ષત્રિય છે. આ જાગીરની વાર્ષિક ઉપજ સુમારે વીશ હજાર રૂપીઆની છે. અહીંયાં રાજાને 'રજવાડ' કહે છે. અંગ્રેજ સરકારને વર્ષે બારસો રૂપીઆ ખંડણી દેવી પડે છે; જમીન ફળદ્રુપ છે. આ પ્રદેશ સમશીતોષ્ણ હોવાથી ઘઉં, ચોખા મકાઇ તથા શેરડીનો પાક સારો થાય છે. અહીંથી નેપાળની પશ્ચિમ સરહદ સુમારે ચાર પાંચ માઇલ ઉપર છે. હિમાલયમાં મોટું આંબાવાડીઉં મેં અહીં પ્રથમજ જોયું. અહીં હાપુસ પાયરી વગેરે જાતની કેરીઓ જોવામાં આવે છે. અસ્કોટ એટલે એમ કહેવાય છે કે અહીંયાં પહેલાં એંશી રાજા હતા. તેમાં પાલ કૂળ સર્વથી બલિષ્ટ થયું. તેણે સર્વ રાજાનો નાશ કરી અસ્કોટ પરગણું પોતાને તાબે કર્યું. પાલ કૂળમાં ભૂપેન્દ્રસિંહ પ્રથમ પુરુષ થયો.

અસ્કોટ આવ્યા પછી મેં એવો વિચાર કર્યો કે અહીંથી સીધું સામાન ખરીદીને ત્રણ માઈલનો ઢાળાવ ઉતરીને 'ગોરીગંગા' નદીને કાંઠે ભોજન કરવું અને સંધ્યા સમયે 'બલવાકોટ' જઇ મુકામ કરવો. પરન્તુ જ્યારે અસ્કોટમાં ગયો ત્યારે મને ત્યાંના યુવરાજ (જેઠાલાલ)ની મુલાકાત થઈ. એક દિવસ તો રહેવુંજ પડશે એવો તેનો અત્યાગ્રહ જોઇ મારો મુકામ ત્યાંજ થયો. રાજા તરફથી સીધું આવ્યું તે અમને પુરતું થાય તેટલું હતું. આ વખતે ત્યાં ગરમી સખ્ત હતી. પોષ્ટની એક જુની જગા હતી તે અમને ઉતરવા આપી. તે જગા પશ્ચિમાભિમુખે હોવાથી તેમાં ઉનાળાનો તડકો સખ્ત આવતો હતો. સ્નાન સંધ્યા કરી ભોજનનો સમય થાય ત્યાં સુધી હુ એક આંબાના ઝાડ નીચે બેઠો. ત્યાં મને ઠીક પડયું. સુમારે એક વાગે જમવાનું થયું. તે આખો દિવસ મેં આંબા નીચે ગાળ્યો.

સાંજે એક આંબાના વૃક્ષ નીચે ધાબળો પાથરી તે ઉપર વ્યાઘ્રચર્મ બીછાવી હું આકાશ તરફ જોતો ઇશ્વરચિંત્વન કરતો સ્વસ્થ પડયો હતો, એટલામાં ત્યાંના પોલિટિકલ પેશકાર (પોલિટિકલ અમલદાર) અને કુમાર જગતસિંહ પાલ, મને મળવા માટે આવ્યા. તેમનાં સતેજ નેત્ર અને ઉમદા ચહેરો જોઈ મને આનંદ થયો. આ ગૃહસ્થ પ્રેમાળ, ઉદાર અને સાત્વિક વૃત્તિના હશે એમ મને લાગ્યું.

આ ગૃહસ્થને અંગ્રેજી પણ આવડતું હતું. પ્રથમ મેં તેની સાથે હિન્દીમાં બોલવાનો આરંભ કર્યો, પછી વચ્ચે વચ્ચે અંગ્રેજીમાં બોલતો હતો. કુશળ પ્રશ્ન પુછાયા પછી મારૂં કુળ, શીલ, વગેરે બાબતની તેણે મને ખબર પુછી, અને મને જેટલું યોગ્ય લાગ્યું તેટલું કહી હું સ્વસ્થ બેઠો. મારા ચહેરા તરફ તેણે કેટલીકવાર એકી નજરે જોયું. પછી નમસ્કાર કરી, હું ત્યાં ચાર પાંચ દિવસ વધારે રોકાઉં એવી તેણે પોતાની ઇચ્છા પ્રકટ કરી. તેમનું કહેવું એવું હતું કે મારે એક બે માસ અસ્કોટમાંજ રહેવું, કારણકે તીબેટમાં જવાને જુલાઇ અને ઑગષ્ટ બે મહિના સારા; પરન્તુ આ મહિનામાં હિમાલયમાં ભયંકર વરસાદ છતાં મને અસ્કોટમાં અસહ્ય ગરમી લાગી જેથી તેનું કહેવું મને રૂચ્યું નહિ.

"ગર્બિયાંગમાં વધારે દિવસ રહેવું, કારણ કે તે પ્રદેશ ઠંડો હોવાથી વધારે રમણીય છે" એવું શાળામાસ્તરોનું કહેવું થતાં મને તે સૂચના પસંદ પડી. આ વિચાર પેશકાર સાહેબને પણ પસંદ પડયો. તેણે પોતે મને કહ્યું કે, "ગર્બિયાંગમાં પટવારીને અને અમારા સિપાઇઓને પત્ર મોકલી તમારી ત્યાં રહેવા વગેરેની સર્વ વ્યવસ્થા કરાવું છું. મારો સરકારી બંગલો ત્યાં છે. આપ ત્યાં ખુશીથી મહિના સુધી રહો. ભૂતાનમાં ગર્બિયાંગ એ તેનું મુખ્ય ઠેકાણું હોવાથી ત્યાં સરકારી બંગલો છે. કહ્યા પ્રમાણે તેણે પત્ર

મોકલી પણ દીધો. પોલિટિકલ પેશકારનું કામ એટલે "ભોટ"ની વ્યવસ્થા કરવી અને તિબેટના વ્યાપાર સંબંધનો વ્યવહાર કરવો એ છે. આ અંગ્રેજ સરકારનો નોકર છે. તેનો માસિક પગાર રૂ. ૫૦)નો છે. પરન્તુ અધિકાર ઘણો મોટો છે. ભોટ મધ્યે રાજા એટલેજ પોલિટિકલ પેશકાર પોતે. કુમાર જગતસિંહ એ અસ્કોટના રાજઘર પૈકીનાજ છે. અસ્કોટમાં હું એક દિવસ રહ્યો. માયાવતી છોડયા પછી રાત્રે સારી નિદ્રા અહીં અને ગોરન્યા આવી હતી.

નક્કી કર્યા પ્રમાણે હું અસ્કોટથી બીજે દિવસે પરોઢીએ ત્રણ વાગે નીકળ્યો. ત્રણ માઈલનો ઢોળાવ ઉતરીને 'ગોરીગંગા' નદીને કિનારે પ્રાતર્વિધિ આટોપીને કેટલીકવાર ઝુલતા પૂલ ઉપર નદીનો દેખાવ જોતો જોતો અહીં તહીં ફર્યો. ચહા તૈયાર થયા બાદ ચહા પીધી અને આગળ ચાલ્યા. ઝુલતા પૂલ ઉપરથી ગંગા પર ગયા કે બે રસ્તા ફુટે છે. એક ડાબા હાથનો "પીંડરી ગ્લેશિયર્સ" તરફ જાય છે અને બીજો "ગર્બિયાંગ" તરફ જાય છે. ગોરીગંગા નદીનું મૂળ "પીંડરી ગ્લેશિયર્સ" માંથી છે. ગોરીગંગા નદીને કાંઠે કાંઠેજ અમારો રસ્તો હતો. ત્રણ માઈલ ગયા પછી ગોરીગંગા અને કાલીગંગા એ બે નદીનો સંગમ થયેલો છે તે દૃષ્ટિએ પડયો. કુટીનો શાળામાસ્તર અને હું સાથે ચાલતા હતા. કુલી પાછળથી ધીમે ધીમે આવતો

હતો. સંગમની આગળ આવ્યા પછી અમારો રસ્તો કાલી-ગંગા નદીના કાંઠે શરૂ થયો. બન્ને બાજુએ વચ્ચે વચ્ચે ગીચ ઝાડી આવી રહી હતી, એથી મનમાં ચાલવાનો શ્રમ જરાએ લાગ્યો નહીં અને શરીરમાં થાક લાગ્યો નહીં. સુમારે સાડા નવે મને ઇચ્છા થઈ કે વચ્ચે એક ગામડામાં ભોજન કરવું. એ પ્રમાણે મારો અને શાળા માસ્તરનો વિચાર થતાં એક નાનકડા ગામડા પાસે, રસ્તાથી જરા બાજુએ આવી રહેલા એક મોટા વૃક્ષ નીચે અમો કુલીની રાહ જોતા બેઠા. અગિયાર વાગ્યા, બાર થયા, પણ કુલી આવ્યા નહિ. અમો એની ચિન્તામાં પડયા. રસ્તા તરફ અમો અનિમિષ દૃષ્ટિથી જોઇ રહ્યા હતા. સુમારે સાડા બાર વાગતે અમને એક વટેમાર્ગુ મળ્યો. તેને પુછતાં એમ માલૂમ પડ્યું કે બે કુલી અમારો તપાસ કરતા આગળ ગયાને બે કલાક થયા. ગરમી સખત પડતી હતી. અમો કુલીની શોધ કરવા ચાલ્યા. રસ્તે જે મળ્યું તેને પૂછ્યું; કોઈ કહેતું કે "અમે જોયા છે" અને કોઇ કહે "ના." એમ કરતાં કરતાં અમો "બલવાકોટ" આવ્યા. નદી કાંઠે ધર્મશાળા હતી ત્યાં તપાસ કરી તો ત્યાં કોઈ નહોતું.

ગામ રસ્તાથી દોઢ માઇલ દૂર હતું. અમો આગળ વધ્યા. ગરમીથી માથું દુઃખવા લાગ્યું. આંખો લાલચોળ થઈ ગઇ, અને થાક પણ લાગ્યો. એટલામાં 'બલવાકોટ'થી

એક દોઢ માઇલ પર નદી કાંઠે અમોએ અમારા કુલી દીઠા. તેઓ પણ થાકી ગયા હતા. અમો ત્યાં જઇ પહોંચ્યા અને બેઠા એટલામાં કુટીના માસ્તરને ગર્બિયાંગનો શાળામાસ્તર મળ્યો. પછી હું સ્નાન કરવા માટે નદીમાં ગયો. કાલી-ગંગાનું પાણી બર્ફ જેવું ઠંડું હતું. અને તે થોડું થોડું વધતું જતું હતું. એક ખડક ઉપર બેસીને માથા ઉપર ઠંડું પાણી ખુબ છાંટયું. લાંબો વખત સ્નાન કર્યા પછી ઠીક થયું. પછી ભોજન વગેરે થયા પછી ત્રણ વાગતા સુધી આરામ લેવાનું દુરસ્ત જણાયું. અહીંથી અમો પાંચ જણ થયા. ગર્બિયાંગનો શાળા માસ્તર 'ભોટ' માં વધારે દિવસ રહેલો હોવાથી કુટીના શાળા માસ્તર કરતાં તેને તે લોકોની અને તે પ્રાન્તની વધારે માહિતી હતી. સંધ્યા સમયે આશરે સાત વાગે અમોએ 'કાલકા' નામના ગામડા પાસે ખેત-રમાં રાત્રિનો મુકામ કર્યો. સડેલ અને ગંધાતી એવી એકાદ નાનકડી ધર્મશાળામાં અથવા એકાદ ખેડુતના ઘરમાં પડયા રહેવા કરતાં મેદાનમાં એકાદ વૃક્ષ નીચે મુકામ કરવાનું મને વધારે પસંદ હોવાથી અમોએ ખેતરમાંજ મુકામ કર્યો.

તેજ ખેતરમાં અમારાથી કંઇક દૂર 'દાંમો' નો એક કાફલો (વણજારાની પોઠ) ઉતર્યો હતો. રાત્રે નવ વાગ્યાના સુમારે અમો ખાવા પીવામાં રોકાયા હતા. રાત અંધારી હતી; અમારાથી કંઇક દૂર તે વણજારાનાં બકરાંનું ટોળું

ઉભું હતું. તે ટોળાપર એક વાઘે તલપ મારી, તેથી સર્વ બકરાં અમે જમવા બેઠા હતા ત્યાં દોડી આવ્યાં. તે વખતે અમે સર્વેએ મોટેથી બુમરાણ કરી મુકી. એટલામાં વાઘ મારી ડાબી બાજુએ સુમારે પાંચ છ હાથના અન્તરે એક ફાળ મારી અંધારામાં અદૃશ્ય થઇ ગયો. એક પણ બકરૂં તેણે માર્યું નહિ. તે રાત્રે અમને સારી નિદ્રા આવી.

સવારે સાડા નવ વાગે, અમો 'કાલકા'થી નીકળી "દારચૂલા" પહોંચ્યા. ત્યાં એક દિવસ મુકામ રાખ્યો. ત્યાંના મુન્શી પં. લોકમણિ અત્યન્ત ભલા માણસ છે. તેણે મારી સારવાર ઘણી સારી કરી હતી. તેને સાધુ, સંત કે અતિથિનો આદર સત્કાર કરવાની મનમાં ઘણી હોંશ રહે છે. 'દારચૂલા' ગામ મોટું છે. બર્ફ પડવા લાગે છે તે સમયે 'ભોટ'ના સર્વ 'ભુટીયા' લોક અહીંયાં ચાર પાંચ માસ આવી રહે છે. આ ગામ કાલીગંગા નદીને કાંઠે છે. આ નદીના જમણા કિનારા સુધી અંગ્રેજ સરકારની અને ડાબા કિનારા સુધી નેપાળ સરકારની હદ છે. આ સ્થળે કાલીગંગાની પેલી મેર નેપાળ સરકારનો અધિકારી રહે છે. તે 'લેફ્ટેનન્ટ' કહેવાય છે, અંગ્રેજ સરકારનો અધિકારી (પોલિટિકલ પેશકાર) અહીં વર્ષમાં આઠ મહીના રહે છે. અસ્કોટ અને બલવાકોટ કરતાં દારચૂલામાં ગરમી સખ્ત હોય છે. અહીંયાં તેથી મને ઘણો ત્રાસ થયો. અસ્કોટથી

દારચૂલા જતાં ખાસ ધ્યાન ખેંચે તેવી ચઢણ આવતી નથી. માત્ર અસ્કોટ પાસે ત્રણ સાડાત્રણ માઇલનો ઢોળાવ આવે છે. દારચૂલાથી અસ્કોટ જતાં પ્રાણ કઠે આવે છે. કારણ કે આ વખતે આ ઢોળાવ ચઢીને જવું પડે છે. "કાલી"ની પેલીમેર ઝુલતો અથવા બીજા કોઈ પણ પ્રકારનો પૂલ નથી. લોકો દોરડાં ઉપર થઈને પેલીમેર જાય છે. એ જવાની રીત નીચે પ્રમાણે છે. બન્ને કાંઠા ઉપર એક મોટા ઝાડને દોરડું બાંધેલું હોય છે. તે દોરડાને નાનકડું પારણું વળગાડેલું હોય છે. તેમાં માણસને બેસારીને ચાર પાંચ બીજા માણસો તે પારણાને દોરી વડે સામે તીર ખેંચી લે છે. કેટલાક લોકો મદદ ન લેતાં પોતાની મેળેજ દોરડા ઉપર થઈને સામે પાર જાય છે. લોકોનું આ પ્રમાણેનું જવું નવા માણસને આનંદ ઉપજાવે છે.

ગંગા ઉપર સ્નાન વગેરે વિધિ આટોપીને પં. લોકમણિને ત્યાં ભોજન કર્યું એક કલાક આડે પડખે થયો અને પછી પંડિતજી સાથે તિબેટ, માનસ સરોવર, કૈલાસ વગેરે સ્થળો સંબંધી હિન્દીમા વાતચીત કરવા બેઠો. પં. લોકમણિ એકવાર કૈલાસ જઈ આવ્યા હતા. તેમણે પોતાના અનુભવનું વર્ણન કર્યું, અને મારા ભાવિપ્રવાસ સંબંધી મને ટુંકમાં માહિતી આપી. તે રાત્રે પણ ભોજન વગેરે સુંદર થયું. બીના સ્ટેશન છોડયા પછી આવું સુંદર ભોજન મને દાર-

ચુલામાંજ મળ્યું. પં. લોકમણિ જેવીજ તેમની પત્ની પણ ઘણી સાત્વિક વૃત્તિની સ્ત્રી હતી.

પં. લોકમણિએ ત્યાં બે ત્રણ દિવસ રહેવાનો મને આગ્રહ કર્યો, પરંતુ વળતાં હું અહીં બે રાત રહીશ એવું તેમને વચન આપીને બીજે દિવસે ત્રણ વાગે અમો પાંચ જણ 'ખેલા' જવા માટે નીકળ્યા. અહીંથી 'ખેલા' સુમારે દશ માઈલ છે.

રસ્તામાં એક ત્રણ માઈલની ચઢણ આવે છે. તે ચઢીને અમો સવારે સાડા દસ વાગે 'ખેલા' પહોંચ્યા. 'અસ્કોટ'થી 'દારચૂલા' સુધીનો પ્રદેશ ઉષ્ણ છે. ખેલામાં જંગલના રખેવાલની ઝુંપડીમાં અમોએ મુકામ કર્યો. અહીંઆં પોસ્ટ ઑફિસ, મોદીની દુકાન અને સરકારી ધર્મ-શાળા છે. ખેલા સુમારે બસેં ત્રણસેં ઘરોની વસ્તીવાળું ગામ છે. અહીંયાં ઘી સારૂં અને ખાત્રીનું મળે છે એમ જાણવામાં આવ્યું. બપોરે એક વાગ્યાને સુમારે અમારા ભોજન વગેરે કાર્યની સમાપ્તિ થઇ. પબ્લિકવર્કસ ખાતાનો એક કામદાર જે સડક ઉપર કામ જોતો ઉભો રહ્યો હતો, તેણે તે દિવસ મને જમવાને માટે બોલાવ્યો હતો. મારો આહાર ઘણોજ થોડો જોઇ તેને અતિ આશ્ચર્ય થયું. ખેલાની હવા ઠંડી છે, અહીંથી આગળ વધારે ઠંડી લાગશે એમ મને

બન્ને શાળામાસ્તરોએ કહ્યું. બપોરે ત્રણ વાગે અમે ઉંઘી ઉઠયા, અને એવા વિચાર ઉપર આવ્યા કે ગરમી કમી થાય કે અહીંથી નીકળવું, અને રાત્રિના આઠ વાગ્યા સુધીમાં 'ચૌદાશ' ની ચઢણ જેટલી ચઢી જવાય તેટલી ચડવી. ખેલાથી બે રસ્તા ફુટે છે. એક દામો પરગણા તરફ જાય છે અને બીજો 'ચૌદાશ' જાય છે. ખેલાથી સંધ્યાકાળે પાંચ વાગે અમે નીકળ્યા. સુમારે અર્ધા માઇલનો ઢોળાવ ઉતર્યા પછી 'ધવલ ગંગા' નદીને કિનારે આવ્યા. આ નદી ઉપર ઝુલતો પૂલ નથી, પરંતુ એક મજબુત લાકડાનો પૂલ છે. નદી પાસે આવી પહોંચ્યા તે વખતે નદીમાં પૂર આવ્યું હતું. હિમાલય પર્વતમાં સર્વ નદીઓમાં ઉન્હાળામાં પૂર આવે છે, અને તેનું કારણ એ કે ગરમીથી મોટા મોટા બરફના ડુંગરો ઓગળીને પાણી થઇ નદીઓમાં ભળે છે.

મને તરશ લાગી હતી એટલે કમંડળ ભરીને પાણી આણ્યું અને પીધું. પાણી ટાઢું, મીઠું અને પાચક હતું. તૃષા શાન્ત થયા પછી મને હુંશીઆરી આવી. નદીની પેલી પાર ગયા કે તરતજ 'ચૌદાશ'ની ચઢણની શરૂઆત થાય છે. આ ચઢણ અત્યંત મોટી અને કઠણ છે. અમે ચડવાની શરૂઆત કરી અને રાતના સાડાસાતના સુમારે દોઢ માઇલ ચડી ગયા. ત્યાં એક ખેડુતની ઝુંપડી હતી તેની પાસે પાણીની નજીક અને મેદાનમાંજ મુકામ કર્યો. નીચે ઘાસ

પાથર્યું અને તે પરજ હું સુતો. ઠંડી સખ્ત હતી. ત્યાંથી પરોઢીએ ત્રણ વાગે ઉઠીને રવાના થયા. નીકળ્યા પહેલાં અમે જે ખેડુતની ઝુંપડી પાસે રાત્રે મુકામ કર્યો હતો, તેને શાળા માસ્તરોએ કહ્યું કે અમે તને પૈસા આપીએ અને તે બદલ તું અમને સરપણ, ઘી, દુધ, ઘઉંનો લોટ વગેરે ચીજો દે; પરન્તુ તેણે સાફ ના પાડી. પછી એક શાળા-માસ્તરે તે ખેડુતને કહ્યું કે આ (મારા તરફ આંગળી કરીને) મોટા સાધુ આવેલા છે અને તેને અત્યંત ભુખ લાગેલી છે, માટે તેને કાંઈ આપ. આ સાંભળીને ખેડુત અને તેની સ્ત્રી ખુબ કાલાવાલા કરવા લાગ્યાં અને મને નમસ્કાર કરી બોલ્યાં કે "**અમે ઘણાં ગરીબ છીએ, અમારી પાસે કાંઈ દેવા જેવું નથી.**" તે વખતે મેં કહ્યું કે મારે તમારી પાસેથી કંઈ જોઈતું નથી. પછી થોડો વખત ગયો એટલે બન્ને શાળામાસ્તરો તે ખેડુત પાસે ગયા અને "અમો સરકારી નોકર છીએ, અમારી સરભરા તારે કરવીજ જોઇએ" એમ દમથી કહ્યું. આ સરકારી નોકરો છે એમ ખબર પડતાં તે ખેડુતે કંઈ પણ ગડબડ ન કરતાં સર્વ ચીજો લાવી રજુ કરી. જતી વખતે અમોએ તેને તે ચીજો બદલ પૈસા પણ દીધા. આ વાત ઉપરથી **વાચકોએ શું બોધ લેવો જોઇએ?**

ચોદાસની ચઢણ સાડાત્રણ ચાર માઇલની અને તે

પણ સીધી છે. આથી માણસ ઘણો વહેલો થાકી જાય છે. આ ચઢણ ચડીને પહાડના મથાળે આવ્યા કે 'ભોટ' નામનો પ્રદેશ આવે છે. આ પ્રદેશ અંગ્રેજ સરકારની હદમાં હોવાથી અલ્મોરા જીલ્લામાં આવેલ છે. 'ભોટ' ના ત્રણ ભાગો કરી તેને 'દાર્માપટ્ટી' 'ચૌદાસપટ્ટી' અને 'વ્યાસ પટ્ટી' એવાં નામ આપેલાં છે. દરેક પટ્ટીમાં એક એક પટવારી નીમેલો હોય છે. ઉપર કહેલ ચઢણ ચડીને અમો 'ચૌદાસપટ્ટી' ની હદમાં આવ્યા, સુમારે બે માઈલ ઉપર 'પાંગુ' નામનું એક ગામડું (અમારી નજરે પ્રથમ) આવ્યું. અહીંઆંજ પહેલ પ્રથમ 'ભુટીયાલોક' મારી દ્રષ્ટિએ જોયા. અમો જેવા 'પાંગુ' ગામમાં ગયા કે તુરતજ ગામનાં છોકરાં, સ્ત્રીઓ અને કેટલાક પુરુષો અમારી તરફ આશ્ચર્ય ભર્યા ચહેરાથી જોવા લાગ્યાં. ગર્બ્યાંગના શાળા માસ્તરની આ મંડળી ઓળખીતી હોવાથી મારી બાબતમાં દરેક જણે તે માસ્તર પાસેથી પોતાની ભાષામાં ખાત્રી કરી. તે માસ્તર ભોટમાં દશ વર્ષ રહેલો હોવાથી તેને ભુટિયા લોકોની ભાષા, ચાલ, રીતિ વગેરે સર્વ બાબતની માહિતી હતી. તેણે મારા વિશે તેમને એમ કહ્યું કે, "મુંબઈથી આ એક સાધુ પુરૂષ આવેલા છે, અને કૈલાસ માનસસરોવરના દર્શન માટે જાય છે. રસ્તે અમારે અને તેને મૈત્રી થઈ અને પ્રવાસ કરતા અમે સાથે આવ્યા. દારચુલા પાસે અમને એ મળ્યા. તેની પાસે બે કુલી છે" વગેરે વગેરે

ગામની બહાર ગીચ છાયાવાળા લીલાછમ વૃક્ષ નીચે અમે એક કલાક વિશ્રાંતિ લીધી. આ વૃક્ષ અખ્રોટનું હતું. અખ્રોટનું ઝાડ દેખાવમાં સુંદર અને વડ જેવું વિસ્તારવાળું હોય છે. માત્ર આ વૃક્ષને વડ પ્રમાણે વડવાઈ હોતી નથી. અખ્રોટનું ઝાડ જોઈ મને અત્યંત આનંદ થયો. ગામમાંથી એક વૃદ્ધ અને શ્રીમંત એવો એક ભુટિયો મનુષ્ય આવ્યો અને મને કહ્યું કે "આપ સાધુ છો તેથી અહીંયાં એક દિવસ મુકામ કરો. જમવાખાવા વગેરેની સર્વ વ્યવસ્થા હું આપ માટે કરૂં છું." પરંતુ મેં કહ્યું કે વળતી વખતે હું અહીંયાં મુકામ કરીશ. પછી અમો આગળ ચાલવા લાગ્યા. ઉપર પાછી 'જીવતી' (જયંતી) નામની નદી આવી, ત્યાં અમોએ શૌચ, મુખમાર્જન સ્નાનાદિ વિધિ આટોપીને ચહા લીધો અને રસ્તે પડયા. એક બે માઈલની ચઢણ ચડી રહ્યા બાદ 'સોંસા' નામનું એક નાનું ગામ આવ્યું. સુમારે અગીઆર બજે અમો ત્યાં પહોંચ્યા. ચોદાસપટ્ટીનો પટવારી 'સોંસા' માં રહે છે. અમો તેનાજ ઘરે ગયા. તેણે સીધું સામાન વગેરે આપ્યું, અને પછી અખ્રોટનાં વૃક્ષોની વાડીમાં અમે મુકામ કર્યો.

મારો કુલી રસોઇની તૈયારી કરવા લાગ્યો. શાળામાસ્તર પણ તેના કામમાં રોકાયો અને હું પટવારી સાથે વાત કરવા બેઠો. તેને હિન્દી સારૂં બોલતાં આવડતું હતું. સિવાય અલ્મોરામાં બે ત્રણ ધોરણ સુધીનું અંગ્રેજી પણ

તે શીખેલ હતો. પટવારી તરુણ અને સ્વભાવે સારો હતો. કામમાં તે હુંશીઆર છે એમ લોકો કહેતા હતા. તેની રીત-ભાત સભ્યતાપૂર્ણ હતી. હું ત્યાં આવેલો હતો તેથી તેને અત્યંત આનંદ થયો હતો.

તે વાડીમાં બપોરના ત્રણ વાગ્યા સુધી વિશ્રાંતિ લઈ રાતના મુકામ માટે અમે ત્યાંથી ત્રણ માઈલ ઉપર "તીન્યા" નામના ગામડે સંધ્યા સમયે પહોંચ્યા. તે વખતે વરસાદ પડતો હતો. આ ગામડામાં એક વેપારી, ગર્બિયાંગના શાળા માસ્તરનો પરિચિત હોવાથી તેણે અમને એક ઝુંપડીમાં રહેવા દીધા. આ ઝુંપડીમાં ધાન્ય રાખેલું હોવાથી અમને જંતુઓથી અત્યંત ત્રાસ થયો. પરંતુ વરસાદ અને પવન હોવાથી ઝુંપડીમાં પડયું રહેવું આવશ્યક હતું. આ ઝુંપડી પાસે, ડુંગરમાંથી બાંધીને પાણી લાવવામાં આવેલું હતું.

'તીન્યા' ગામ રસ્તાની બાજુમાં હોવાથી તે ડુંગરની તળેટીમાં આવેલું છે. અમારે તેથી બે માઈલનો ઢોળાવ ઉતરવો પડયો. આ ગામ પાસે 'રુંગ' કરીને એક ગામ છે. આ ગામમાં તે દિવસે એક ભુટિયો મરી ગયો હતો. ભુટિયાલોકમાં પ્રેતવિધિ કેમ થાય છે એ જોવાનું મને અહીંયાં સાંપડયું. ભુટિયા લોક પ્રેતને બાળે છે. સ્મશાનમાં પ્રેત લાવ્યા પહેલાં ઘેર શબના કટકા કરીને તેની ગાંસડી

લાકડાપર બાંધીને વાજતે ગાજતે તે શબને સ્મશાનમાં લાવે છે. ત્યાં પ્રત્યેક ઘેરથી આવેલા લાકડાથી પ્રેતદહનવિધિ કરે છે. શબ સાથે સ્ત્રીઓ પણ સ્મશાનમાં જાય છે.

તે દિવસે રાત્રે જમ્યા પછી હું ઝુંપડીની બહાર આકાશ તરફ જોતો બેઠો હતો. ચોમેર હિમથી આચ્છાદિત પર્વતનાં શિખરો દેખાતાં હતાં. મનમાં કંઈક વિચાર ચાલતો હતો એટલામાં ચાર પાંચ જુવાન છોકરીઓ મારી આસ-પાસ આવીને બેઠી અને મારી તરફ જોઇને તે માંહોમાંહે તેમની ભાષામાં બોલવા લાગી. મારૂં લક્ષ તે છોકરીઓ તરફ જરાએ નહોતું. અંદરથી શાળામાસ્તર તેનું ભાષણ સાંભળતો હતો. તે છોકરીઓ મોટેથી હસી અને તે માસ્તર પણ હસતો બહાર આવ્યો અને મને કહ્યું કે સ્વામીજી આ છોકરીઓને તમારા ઉપર પ્રેમ થયેલ છે. તમો અહીં-યાજ રહો એવી તેમની ઇચ્છા છે." માસ્તરને મેં કંઇજ જવાબ આપ્યો નહીં. એટલામાં એક તરુણ ભુટિયો મારી પાસે આવ્યો અને તેણે ભાંગ્યા તુટયા અંગ્રેજીમાં મને પ્રશ્ન કર્યો કે "તમો કયાંથી આવ્યા?" તે મનુષ્ય તરફ મેં એકવાર સાશ્ચર્ય દૃષ્ટિથી જોયું અને તેને અંગ્રેજીમાંજ ઉત્તર દીધો કે "હું મુંબઇથી આવ્યો." તેનો અર્થ અનુમાનથી તે કંઈ સમજયો. બાવા એટલે વૈરાગીને પણ અંગ્રેજી આવડે છે તે જોઇને તે આશ્ચર્ય ચકિત અને દિંગ થઈ ગયો. પછી

તેણે હિન્દીમાંજ બોલવું શરૂ કર્યું. તેને અંગ્રેજી ભાષાનું બે ત્રણ ધોરણ સુધીનું જ્ઞાન હતું. તેનો ચહેરો સતેજ જણાતો હતો. તેણે પછી પોતાની સઘળી હકીકત મને કહી. પેલી તરુણ છોકરીઓ મારી છેક નજીક આવીને બેઠી અને તેમાંની એક તો, તે તરુણના ગળામાં હાથ નાંખીને તેની નજીક જઇ બેઠી. હું ઉઠીને અંદર ગયો. શાળામાસ્તરોએ મને કહ્યું કે યુવાન છોકરીઓ અને સ્ત્રીઓ પુરુષો સાથે ભળે છે. તેમના મનમાં એકદમ ખરાબ કલ્પના આવતી નથી. શાળા-માસ્તરોનું મન તે છોકરીઓને નાચવા ગાવાને કહેવાનું હતું, પરન્તુ મેં તેવી ઇચ્છા દર્શાવી નહિ તેથી તે વાત પડી રહી.

બીજે દિવસે બપોરે અગીઆર વાગ્યે જમી આગળના મુકામે જવા માટે 'તીન્ચા'થી નીકળ્યા. ત્યાંથી 'ગલ્લાગઢ' છ માઇલ ઉપર છે. રસ્તે એક નદી આવે છે, તે પર પૂલ વગેરે કંઇ ન હોવાથી વટેમાર્ગુને અને વર્ષાઋતુમાં ટપાલના હલકારા (રનર)ને અત્યન્ત ત્રાસ પડે છે. અહીંયાં સરકારી ધર્મશાળા છે. પરન્તુ તેમાં અતિશય ગંદકી હતી એટલે હું બહારજ એક વૃક્ષ નીચે સુતો. પરોઢીએ ત્રણ વાગે 'ગલ્લા-ગઢ'થી રવાના થયો. આગળનો મુકામ 'માલવા' ગલ્લા-ગઢથી દશ માઇલ દૂર છે, રસ્તો વિકટ છે. એક બાજુએ ઉંચો ડુંગર અને બીજી બાજુએ સુમારે ચાર પાંચ હજાર

ફુટ ઉંડી ખાઈ. નીચે કાલીગંગા તરફ જોયું કે ચકરી આવે. રસ્તો અગોચર અને પથરાવાળો છે. આ દસ માઇલનો પ્રવાસ જીવના જોખમવાળો હોવાથી અમને આ પ્રવાસમાં આઠ નવ કલાક લાગ્યા. કઠીન રસ્તો, સીધી ચઢાઈ અને લપસી જવાય તેવો ઢોળાવ હોવાથી બહુ કષ્ટ પડયું. પરન્તુ શ્રીનારાયણુની કૃપાથી કંઇપણુ વિઘ્ન ન નડતાં અમો બરોબર બાર વાગે માલવા પહોંચી ગયા. દશ માઇલના પ્રવાસમાં ભુટિયા વેપારીનાં ખચરો, ઘોડાઓ, બકરીઓ અને માલને ઘણું નુકસાન થયું. જનાવરો ઢોળાવપરથી પગ લપસી જવાથી ઉપરથી નીચે ખાઈમાં પડતાં હતાં. એકવાર લપસ્યું કે પત્તો લાગવો મુશ્કેલ. આવા વિકટ માર્ગે હું જતો હતો ત્યારે મારા માટે તે બે શાળામાસ્તરોને અને મારા કુલીઓને અત્યન્ત કાળજી હતી. “બરાબર સંભાળથી ચાલો” એમ મને તે વારંવાર કહેતા હતા અને હું પરમેશ્વરનું ચિંત્વન કરતો કરતો નિર્ભય અંતઃકરણુથી પરન્તુ સંભાળથી સર્વની આગળ ચાલતો હતો. મારૂં મન કૈલાસ અને માનસ સરોવરનાજ વિચારોથી હંમેશ રોકાયેલું હતું.

ગહ્લાગઢથી માલવે અમે નવે રસ્તે આવ્યા જુનો રસ્તો અતિશય વિકટ અને માલવે આવતાં આખા બે દિવસ થતા. આ બે દિવસના પ્રવાસમાં વટેમાર્ગુને ટીપું સરખુંએ

પાણી મળતું નથી તેથી આ માર્ગનું "નિપાણી પાસ" એવું નામ પડયું છે. વળી ચઢાવ બહુજ વિકટ અને મ્હોટો હોવાથી આ માર્ગે કોઇ પણ પ્રવાસી હવે જતો નથી.

'માલયા' આવ્યા તે વખતે બપોરના બાર વાગ્યા હતા. ગરમી સખ્ત પડતી હતી. સિવાય માલયા એ ગરમ સ્થળ હોવાથી ત્યાં અત્યન્ત ઉકળાટ રહે છે. કાલીગંગા નદીને કાંઠે એક ધર્મશાળા હતી. હું ત્યાં ઉતરવાના વિચારથી ગયો. ત્યાં બહાર રહીએ તો સખ્ત ગરમી અને અંદર રહીએ તો અતિશય દુર્ગન્ધ અને ચાંચડો. હું તે વખતે શું કરવું તેના વિચારમાં પડયો. મારા એક કુલીએ થોડીક જગો સાફ કરી અને હું ત્યાં બેઠો. પરન્તુ તડકાની ગરમીથી મને અતિશય ત્રાસ થયો. સુમારે પંદર મિનિટ પછી ઠારેલ દૂધનો ડબ્બો સાથે હતો તેમાંથી દૂધ કાઢી કાલીગંગા નદીના પાણી સાથે મેળવી હું પી ગયો. પછી મને ઠીક થયું. પછી શૌચ, મુખમાર્જન સ્નાનાદિ નિત્યકર્મ કર્યું અને ભોજન તૈયાર થયું ત્યાંસુધી સ્વસ્થ થઈ બેઠો. પરોઢીઆના ત્રણ વાગ્યાથી બાર વાગ્યા સુધી એક સરખું ચાલવાથી મને થોડોક થાક લાગ્યો હતો. બે વાગે ભોજન કર્યું. થોડી વાર આરામ લઇને સંધ્યાકાળે પાંચ વાગે ગંગાને કાંઠે જંગલમાં ફરવાના ઉદ્દેશથી હું એકલોજ ધર્મશાળામાંથી નીકળ્યો. જતી વખતે હું બહાર જાઉં છું એમ કુલીને કહી



નિપાણી પાસ.

ગયો હતો. બન્ને શાળામાસ્તર ધર્મશાળામાં ઉતરેલા તેમના એક ઓળખીતા ભુટિયા સાહુકાર સાથે ગપ્પાં મારવા બેઠા. હું જે વખતે જંગલમાં સહેલ કરવા ગયો હતો ત્યારે સંધ્યાકાળની વેળા હતી. માલયા એ સ્થળ સાવ દરીમાં ( અથવા તદ્દન ગુફામાં) છે એમ કહેશું તોયે ચાલશે. આ ઠેકાણે કાલીગંગા નદી ઘણી જોસભેર વહે છે. સંધ્યા સમયે વનનો દેખાવ બહુજ ભયકારક તથા ગંભીર હતો. ગંગા નદીનો ઘોઘો એવો અવાજ તથા ચોતરફ ટૂટેલા ડુંગરો હોવાથી જાણે કે અજીત અને વિશાળ ગઢ હોયની ? એમ ભાસતું હતું. તેમાં વળી નિર્જન એટલે ત્યાંનો દેખાવ બહુજ ભયપ્રદ જણાતો હતો. હું ગંગાને કાંઠે કાંઠે થઈ નદીની શોભા તેમજ કાળા ભમ્મર જેવા ગગનચુંબિત અને ટૂટેલા ડુંગરો તરફ જોતો જોતો આનંદમાં ફરતો હતો. આ સ્થળ, ગમે તેવા છાતીવાન પુરૂષને પણ ભય ભરેલું લાગ્યા વગર રહે નહિ, એવું હતું. માલવાનું જંગલ નિર્જન છે. અહિં હિંસક પશુની વસ્તી છે એમ કહે છે, પરંતુ એક પણ જંગલી હિંસક પ્રાણી નજરે પડયું નહોતું પણ ફરીને મુકામે આવ્યો ત્યારે એક ભુટિયા (ભૂતાન દેશનો વતની)ને હરણનો શીકાર કરી લાવેલો મેં જોયો. આશરે બે કલાકે હું પાછો આવ્યો; મને અત્યન્ત ભુખ લાગી હતી. ભોજન તૈયારજ હતું. ભોજન કર્યા બાદ થોડીવાર જે તે ગપ્પાં માર્યા બાદ અમે સુતા, પરન્તુ ધર્મશાળામાં મને ઉંઘ આવી નહિ. ચાંચડ ખુબ

કરડયા. જેમ તેમ કરી રાત કાઢી અને પરોઢીએ ચાર વાગે આગળ રસ્તે પડવાની શરૂઆત કરી. સાડાનવ વાગે અમે 'બુધી' પહોંચી ગયા. બુધી અને માલવા વચ્ચે બે વાર ચઢણ આવે છે. દરેક ચઢણ દોઢ દોઢ માઈલની છે. તે દિવસ અમે બુધીમાં ગાળ્યો. બુધીથી 'ગર્બિયાંગ' ચાર માઈલ છે. રસ્તામાં એક અઢી માઈલની ચઢણ આવે છે. આ ચઢણ પણ સીધી છે. તેથી ચઢનાર મનુષ્યોને એકદમ વહેલો થાક લાગે છે અને શ્વાસ પણ જલ્દી ચડે છે. માલવા અને બુધી, આ બે સ્થળોની હવામાં ઘણોજ ફરક છે. જેટલી માલવામાં ગરમી તેટલીજ બુધીમાં ઠંડી છે. અમો બુધીએ બીજા દિને સવારે પહોંચ્યા. ત્યાં એક ભુટિયા વેપારીએ અમારા માટે એક સાધારણ તંબુ મારી દીધો. પવન ઘણો સખ્ત વાતો હતો તેથી કુલીને રસોઈ બનાવતાં ઘણી તકલીફ પડી. રાતે ત્યાંજ સુઇ રહેવાનો અમારો વિચાર હતો, પણ સંધ્યાકાળે વરસાદ પડવાની શરૂઆત થવાથી તેણે અમને ઢોર બાંધવાની કોટડીમાં (કોડીઆમાં) જગા કરી આપી. સ્વાભાવિક રીતે ત્યાં સ્વચ્છ હવા નહોતી. ચાંચડ ઘણા હતા અને ઢોરના મળમૂત્રની વાસ આવતી હતી. જેમ તેમ કરી રાત કાઢી અને મળસકે ત્રણ વાગે બુધીની ચઢણ ચડવાનો આરંભ કર્યો અને સુમારે ૬ વાગે ચઢણ ચડી રહી પર્વતના શિખરપર આવ્યા. આ ચઢણ ચડવી બંને શાળાના માસ્તરોને પણ મુશ્કેલ પડી તો પછી

મારા કુલીના હાલ કેવા થયા હશે તેની વાતજ શી કરવી ? શ્વાસ ચડવાથી તેઓ દીન બની ગયા. પગ પણ ઉચકવાની શક્તિ નહોતી. પેટ પણ વળી ગયું હતું. દશ પગલાં ચાલતાં બેસવું પડતું. આવી સ્થીતિ હતી તો પણ અમે સૂર્યોદય પહેલાં ચઢણ ચડી રહ્યા. સૂર્યોદય પછી જો અમે ચડવાનું શરૂ કરેલ હોત તો અમને વધારે ત્રાસ પડત. મેં એકવાર જે ચડવાનું શરૂ કર્યું તે અરધે રસ્તે આવી પંદર વીશ મીનીટ વિસામો લઈ પાછું ચડવાનું શરૂ કર્યું અને એકદમ પર્વતની ટોચપર આવી ઉભો રહ્યો. મને પણ થોડો શ્વાસ ચડયો હતો અને કંઈક થાક પણ લાગ્યો હતો.

આ પહાડ ચઢીને આવ્યા કે 'વ્યાસપટ્ટી' આવે છે. પહાડ ચઢી ઉપર આવ્યા પછી ચોમેરનો પ્રદેશ જોઇ મારૂં મન અત્યંત પ્રસન્ન થયું. પર્વતના શિખર પર આવ્યા એટલે ડુંગર ઉપર એક મોટી સપાટી આવે છે. જ્યાં જોઇએ ત્યાં લીલુંછમ, હવા ઠંડી અને નિરોગી લાગે છે. ચોમેર હિમથી આચ્છાદિત પર્વતો નજરે પડે છે. તે શિખરમાંથી સ્વચ્છ મધુર અને પાચક પાણીનો પ્રવાહ નીકળીને ડુંગરાની સપાટી ઉપર અને કંઇક નીચે ગુહામાંથી વહેતો દૃષ્ટિએ પડે છે. ભોજપત્ર વૃક્ષોનું સુંદર અને ગીચ વન સામી બાજુએ દેખાય છે. સઘળી ડુંગર સપાટી લીલાં અને કોમળ તૃણાંકુરે. આચ્છાદિત હોવાથી અત્યંત આનંદ-

જનક અને રમણિય દેખાય છે. અમો જ્યારે ડુંગરસપાટી પરથી રસ્તો કાપતા હતા ત્યારે ઉષ:કાળનો સમય હતો. અહાહા! તે વખતના સૃષ્ટિ સૌન્દર્યનું તો કહેવુંજ શું? કાદમ્બરીમાં આવેલું ઉષ:કાળનું વર્ણન માત્ર વાંચતાં કેટલો બધો આનંદ થાય છે? તો પછી હું તો તે સ્થિતિ પ્રત્યક્ષ મારા નેત્રોથી જોતો હતો. તે સમયના મારા આનંદની તો વાંચકોએ માત્ર કલ્પનાજ કરવી. હું તો છેક ગાંડો બની ગયો હતો.

રસ્તામાં એક જલપ્રવાહ આવ્યો, ત્યાં પ્રાતર્વિધિ સ્નાન સંધ્યાદિ ઉકેલી લેવાનો મેં નિશ્ચય કર્યો. પ્રાતર્વિધિ આટોપીને મેં તે જલપ્રવાહમાં સ્નાન કર્યું. પાણી એટલું ઠંડું હતું કે મારૂં અંગ એકદમ બહેરૂં થઇ ગયું. સ્નાન કરીને કપડાં પહેર્યાં અને એક શિલા ઉપર વ્યાઘ્રચર્મ પાથરીને પૂર્વાભિમુખે ઈશ્વર ચિંતન માટે આસન લગાવી બેઠો. તે સમયે સૂર્યબિમ્બ ક્ષિતિજ ઉપર ચાલ્યું આવતું હતું. પૂર્વ દિશા રાતા રંગની સાડી પહેરી તથા નીલ રંગની કંચુકી (ચોળી) ધારણ કરી પોતાના પ્રિય પતિના આગળ તથા પ્રફુલ્લિત અંત:કરણયુક્ત બની તેની સામે જતી હતી. પૃથ્વી ઉપરનાં મૃદુ અને લીલાંછમ તૃણાંકુર ઉપર ઝાકળનાં બિન્દુઓ મોતી જેવાં ચળકતાં હતાં. ચોમેર હિમથી ઢંકાયલાં શિખરોવાળા મોટા મોટા પર્વતો જાણે કે શ્રી સૂર્ય-

નારાયણના દર્શન માટે ઉત્સુક થયા હોય એમ દેખાતા હતા. આવા સમયે અને આવી સ્થિતિમાં સાદી નાનકડી ટેકરી હોય તો એ દૂરથી કેટલી બધી સુંદર લાગે છે તો પછી ઉંચાં ઉંચાં ગગન સુધી જઇ તેને બાથ ભીડી રહ્યા છે તથા બરફથી આચ્છાદિત છે એવાં પર્વત શિખરો ઉપર સૂર્યનાં કોમળ કિરણો પડવાથી લાલરંગની ઝાંખ મારી રહી છે, નીચે એટલે મધ્ય ભાગથી તળેટી સુધી ભુજપત્ર, ચીડ ઇત્યાદિ વૃક્ષોનાં જંગલ હોવાથી જ્યાં ત્યાં લીલુંછમ દેખાય છે, એવા તે હિમાલયમાંના પર્વતોની શોભા કેટલી બધી અનુપમ હશે વારૂ! વચ્ચે વચ્ચે મધુર શબ્દો કાને અથડાતા હતા. એ શબ્દ તે જંગલમાંનાં પક્ષિઓનોજ હતો એ કહેવાની જરૂર નથી. એક તો બ્રાહ્મમુહૂર્ત; તેમાં વળી એકાન્ત અને અનુપમ સૃષ્ટિ સૌન્દર્ય; પછી શું પુછવું? પૂર્વાભિમુખે આસન રાખી બેઠો અને એકવાર ચોમેર જોયું. ચિત્ત શાન્ત અને ગંભીર બન્યું. ભ્રૂમધ્યમાં દૃષ્ટિ પહોંચી અને મન એકાગ્ર થઇ સદ્‌ગુરુચરણમાં તલ્લીન થયું. આવી સ્થિતિ થયા પછી દેહભાન શાનું રહે? તે વખતની મારી સ્થિતિનું વર્ણન હું કરી શકતો નથી. ખરેખર તે સ્થાનમાં પ્રેમ અને આનંદનું સામ્રાજ્ય હતું. કેવળ તપોભૂમિજ. બે કલાક પછી મેં ધ્યાન વિસર્જન કર્યું. અમો આગળ ચાલવા લાગ્યા અને ગર્બિયાંગ સવારે સાડા આઠ વાગે પહોંચ્યા.

પ્રથમ પોષ્ટ ઑફિસમાં ગયો અને મારા કાગળો

સંબંધે તપાસ કરી. (કારકુન) અને પેષ્કાર સાહેબનો સીપાઇ (પટાવાળો) "કુટી" ગયા છે એમ જણાયું. પોષ્ટ ઑફીસમાં ઉતરવાની જગા નહોતી એટલે નિશાળના મહેતાજીને ત્યાં ઉતરવાનું નક્કી કર્યું. પોષ્ટ ઑફિસમાં મને એક દ્રાવિડી ગુંસાઈ મળ્યો. મને તે એક વાર માયાવતીમાં મળ્યો હતો, અને મારા કહેવા પરથી તે માનસસરોવર જવા નીકળ્યો હતો. પહેલાં તો તેણે મારી પાસે પોતાનાં વીતકજ ગાવાં માંડયાં. તે ત્યાં મારા પહેલાં ત્રણ ચાર દિવસથી આવ્યો હતો. મેં તેના કહેવા તરફ પ્રથમ ધ્યાનજ ન આપ્યું. તે જે કહેતો હતો તે બેશક અસત્ય નહોતું એ વાત સાચી, પરન્તુ તે તેના વેશને અનુરૂપ નહોતું અને વળી મને પહોંચ્યાને પાંચ સાત મિનિટ પણ થઇ નહોતી. હુ મારી આનન્દી સ્થિતિમાં નિમગ્ન હોવાથી મને તેના બોલવાનો (વિતક સાંભળવાનો) કંટાળો આવ્યો એટલે મેં તેને જરા શાન્તિથી બેસવા કહ્યું.

ગર્બિયાંગ એ અંગ્રેજ સરકારની સરહદનું છેલ્લું ગામડું છે. સુમારે દોઢસો ઘરની વસ્તી છે, અને લોકો શ્રીમન્ત છે. ગર્બિયાંગ અગિયાર હજાર ફુટ ઉંચાઇએ આવેલ છે. "બદરી કેદાર" અને "ગર્બિયાંગ" સરખી ઉંચાઇએ છે. અહીં વરસાદ બહુ પડતો નથી; માત્ર બરફ બહુ પડે છે. જુનથી સપ્ટેમ્બરની આખર સુધી અહીં રહેવું બહુ સારૂં છે; ઠંડી

અને બરફ બન્ને સખ્ત પડે છે. ત્યાં પહોંચ્યા પછી મને સમજાયું કે તિબેટમાં જવાનો રસ્તો હજુ મોકળો થયો નથી; બરફ પડતો હોઈ "લિપૂ પાસ" (એક માર્ગ,) તદ્દન પૂરાઈ ગયો છે; ઠંડી પણ પુષ્કળ છે; તેથી મારે થોડા દિવસ ગર્બિયાંગમાંજ મુકામ રાખવો પડયો. અહીં હું વીશ દિવસ રહ્યો. પેષ્કાર સાહેબનો બંગલો જો મને રહેવા મળ્યો નહોત તો મને રહેવાની બહુજ અગવડ પડત; કારણ અહીં ડાક બંગલો વગેરે કાંઈ છેજ નહિ; અને ભુટિયા લોકોના ઘરમાં રહેવું અશકય હતું. ગર્બિયાંગમાં વાણીયાની સરકારી દુકાન (મોદીની દુકાન) ન હોવાથી સરકારી અમલદાર સિવાય બીજા પ્રવાસીઓને બહુજ હેરાનગતિ થાય છે. બેવડાં પૈસા આપવા છતાં (ઘઉંનો) લોટ, ઘી, ચોખા, વગેરે વસ્તુઓ સાધારણ પ્રકારની પણ મળતી નથી; આ અડચણોનો પૂરેપૂરો અનુભવ મને એ વીશ દિવસમાં થયો. ગર્બિયાંગની નિશાળનો મહેતાજી મારે માટે ગામમાં ફરીને મહામુશીબતે સીધું વેચાતું લાવી આપતો. વચમાં ગામના એકાદ બે આગેવાનોએ અને બીજા કેટલાક વેપારીઓએ મને મિજબાનીઓ આપી. મિજબાની આપવાનો અર્થ ત્રણ માણસોને બે વખત પેટ પૂરતું થાય એટલું સીધું નોકર સાથે મોકલી આપવું.

ગર્બિયાંગમાં ચોખા ચડતાજ નથી. હું બન્ને વખત

ઘઉંની રોટલી, મસુરની દાળ, અને એકાદવાર જંગલી શાક-ભાજી મળે તો તે, એટલી વસ્તુઓ ખાતો. સવારે એકવાર અને ફરી બપોરે એમ ચહા પીતો. દૂધનું તો નામજ નહિ. એકન્દરે ખાવામાં બહૂજ મુશીબતો વેઠવી પડે છે. હવા અને પાણી માત્ર બહુજ ઉત્તમ અને આરોગ્યદાયક છે. ભુખ તો એટલી લાગે કે સાધારણ આહાર કરતાં ચોગણું ખવાય.

ભુટીઆ લોકોનો ધંધો ખેતી અને વિશેષત: વેપાર છે. એ લોકો વર્ષમાં ફક્ત બે ત્રણ માસજ ઘેર રહે છે. તિબેટ નેપાળ અને હિન્દુસ્તાન એ દેશોમાં વેપાર નિમિત્તે એ લોકો ઘણે દૂર સુધી જવા લાગ્યા છે. પૂર્વે એ લોકોને "ગહ્વાડગઢ" થી આગળ જવું એ મરવા જેવું લાગતું. એ લોકો ઉન્હાળો સહી શકતા નથી. હમણાં હમણાં પચાસ વર્ષમાં એ લોકો કંઇક સુધર્યા છે. પૂર્વે અર્ધ જંગલી અવસ્થામાં હતા. એ લોકો સ્વભાવે દયાળુ નથી. એમને ગાવું નાચવું બહુ ગમે છે. તરૂણ પુરૂષો અને તરૂણ સ્ત્રીઓ વિવાહિત અથવા અવિવાહિત હોય તો પણ સમાજમાં એકત્ર મળી જઈને નાચે છે, રમે છે અને ગીતો ગાય છે, એકમેક સાથે વિનોદ કરે છે અને ગળામાં હાથ નાખીને ગુપ્ત વાતો પણ કરે છે. ઘરનાં અને ખેતરનાં સઘળાં કામો સ્ત્રીઓ કરે છે અને પુરૂષો વેપારઅર્થે બહાર ગામ જાય છે. ભુટીઆ લોકોનાં ઘરો બહુ ગીચ અને ગંદાં હોય છે. ઘરમાં કચરો

બહુજ હોય છે. માંસ અને મદ્યની દુર્ગંધ સતત આવ્યાજ કરે છે. કપડામાં અતિશય ચાંચડ હોય છે તે દુર્ગંધ મારે છે. હું સુમારે વીશ પચીસ શ્રીમંત લોકોનાં ઘરે જઇ આવ્યો પણ સ્થળે સ્થળે એનુ એ. ભુટીઆ લોકોની સ્ત્રીયો કુરૂપ હોતી નથી. તેઓ રંગે ગોર અને સશક્ત હોય છે. ભુટીયા લોક નેપાળી લોક જેવા અત્યંત ઠીંગણાં પણ નથી હોતાં. સ્ત્રીઓ અંગ ઉપર ચાંદીના દાગીના પહેરે છે. પુરૂષો પેઠે સ્ત્રીઓ પણ મદ્યપાન અને ધૂમ્રપાન કરે છે. દીકરી વીશ પચીશ વર્ષની થાય ત્યાં સુધી અવિવાહિત રહે છે. ભૂત પિશાચ વગેરેની આ લોકો પૂજા કરે છે. આ લોકોના રિવાજો નેપાળ તિબેટ અને હિન્દુસ્તાનના રીતરિવાજોનું મિશ્રણ છે. તેઓનો ધર્મ કયો છે તે જાણવું ઘણી મુશ્કેલીનું કામ છે. આગળ કહેવાઈ ગયું છે કે ભુટીઆ સ્ત્રી પુરૂષોને ગાવા નાચવાનો ઘણો શોખ છે. તેમાં પણ સ્ત્રીયોને વિશેષ છે. તેઓના સઘળાં ગીતો શૃંગારિક છે. ભુટીઆ ભાષામાં, એક પણ ગાણું નથી તેથી તેઓ 'ગુરખી' ભાષામાં ગાણાં ગાય છે. પાશ્ચિમાત્ય લોકો પ્રમાણે ભુટીઆ લોકોમાં સાર્વજનિક નાચ થાય છે. આ નાચને તેઓની ભાષામાં 'રંગબંગ' કહે છે. રંગબંગ દરેક રાત્રે થાય છે. જુવાન છોકરા અને છોડીઓ પોતે પોતાને યોગ્ય વરવહુ રંગબંગના પ્રસંગે શોધી કાઢે છે. તેઓમાં પાશ્ચિમાત્યો પ્રમાણે પ્રીતિવિવાહુજ રૂઢ છે. અર્થાત્ સગી ભાંગી દેવી એ

રીત પ્રચલિત છે. ભુટીઆ લોકોપર નેપાળ, તિબેટ અને અંગ્રેજ એમ ત્રણ સરકારનો અમલ છે. તેઓમાં પુષ્કળ જાતો હોવાથી અંદર અંદર ઘણી લડાઈઓ થાય છે. ભોટ પ્રદેશમાં જવ અને મુંઢવા નામના ધાન્યો પાકે છે.

ગર્બિયાંગ મારો મુકામ વીશ દિવસ રહ્યો એમ આગળ કહેવાઈ ગયું છે. આ વીશ દિવસો અત્યન્ત આનંદમાં ગયા. 'કાલીગંગા' અને 'તિંકર' એ બે નદીઓનો સંગમ, ગર્બિયાંગની પૂર્વમાં સુમારે પોણા માઈલ ઉપર આવેલો છે. એકાન્ત વનશ્રી સૌન્દર્ય અને હિમાચ્છાદિત પર્વતોની હારથી, આ સંગમ-સ્થાન રમ્ય દેખાય છે. હું હંમેશાં પ્રાતઃકાળમાં સ્નાનાદિ નિત્ય નૈમિતિક વિધિ કરવા માટે ગર્બિયાંગથી સંગમ સ્થાને જતો હતો. આવા એકાન્ત અને રમ્ય સ્થળમાં શ્રી નારાયણનું ચિંતન કરવાને મને તક મળી એ મારૂં મહાન ભાગ્ય હું સમજું છું. હંમેશ આનંદમાં ચાર પાંચ કલાક ત્યાંજ ગાળતો. તપશ્ચર્યા કરવા માટે જો કોઈ યોગ્ય સ્થળ હોય તો તે હિમાલયજ છે. આપણા પ્રાચીન ઋષિમુનીઓએ આવાજ સ્થળે તપશ્ચર્યા કરીને ત્રિકાળ જ્ઞાન પ્રાપ્ત કર્યું અને સર્વ પ્રકારનાં ધર્મ શાસ્ત્રાદિ ગ્રંથ નિર્માણ કર્યા અને અધ્યાત્મ જ્ઞાનમાં તો આપણા આ આર્યાવર્ત દેશને આખા જગતના ગુરુસ્થાને બેસાર્યું. હંમેશ ભિન્ન ભિન્ન પ્રકારનું સૃષ્ટિસૌંદર્ય જોતાં મને

સમયનું ભાન રહેતું નહોતું.

ખરો હિમાલય એટલે હિમાલયની અખંડ બરફની પંક્તિ ( Perpetual snow range ) ગંગોત્રી, કેદાર, બદરીનારાયણ, અમરનાથ, ( કાશ્મીર ) મુક્તિનાથ (નેપાળ) વગેરે પવિત્ર સ્થાનો, આ પ્રદેશમાં છે. કાથગોદામ રેલ્વે છોડયાં પછી અનેક પહાડ પર્વત, નદી, નાળાં અને અરણ્યો ઓળંગીને સુમારે બે મહીને હુ ગર્બિયાંગ આવી પહોંચ્યો. આ બે માસના પ્રવાસમાં મારે શારીરિક કષ્ટ પુષ્કળ સોસવું પડયું પરંતુ શ્રી સદ્‌ગુરુ કૃપાથી મને તેની કંઈ અસર થઈ નહિ. કારણ સૃષ્ટિ સૌંદર્ય, અમૃતજેવું મધુર અને ઠંડુ જળ-પાન અને ઈશ્વર ચિંતન એ ત્રણના સહવાસથી હું લગભગ દેહને ભૂલી ગયો હતો. ધ્યાનમાં મન એટલું ચોંટેલું હતું કે બે મહિના મારા મનની સ્થિતિ કેવી હતી તેની મને પોતાનેજ ખબર નથી. કૈલાસ અને માનસસરોવરના દર્શન હું કયારે કરીશ એજ મારૂં ચિંતન હતું.

ગર્બિયાંગમાં ઠંડી અતિશય રહે છે, અને શરીરને વિંધી નાંખે એવો તીક્ષ્ણ પવન હંમેશ ફુંકાય છે. ગર્બિ-યાંગ આવ્યા પછી ઠંડી અને તીક્ષ્ણ પવનને લીધે બે ત્રણ દિવસ અત્યન્ત ત્રાસ થયો, અને મારે ઉના પાણીથી સ્નાન કરવું પડયું. પરન્તુ પછીથી હુ ઠંડા પાણીથી સ્નાન કરવા

લાગ્યો અને શીતનિવારણાર્થે ત્યાંથી મેં એક ભુટીઆ કામળો વેચાતો લીધો. તેની કિંમત સાત રૂપીઆ પડી. મને લાગે છે કે તે કામળાનું વજન લગભગ પંદર શેર હશે. ખુબ હુંફ વળે એવો હતો. એમ કહેવાતું હતું, કે અગાઉ આવો કામળો બે અઢી રૂપીઆમાંજ મળતો હતો, કારણ તે વખતે ઉન સસ્તી હતી. હાલમાં તીબેટમાંથી ઉન કાનપુર જાય છે તેથી તે મોંઘી થયેલી છે.

અહીંનું હમેશનું જુદાં જુદાં પ્રકારનું સૃષ્ટિસૌન્દર્ય મારા નેત્રને આનન્દ આપતું હતું. કોઈ વાર હું મેઘમંડળમાં ફરતો હતો, તો કોઇવાર વાદળાંથી પણ ઉંચી જગાએ ઉભો રહી દક્ષિણમાંથી ઉત્તર તરફ દોડતી રૂપા જેવી ધવલ મેઘપંક્તિનું અવલોકન કરતો હતો. કોઇવાર એમ લાગતું કે કાળું ભમર વાદળું મારે માથે છત્રી માફક લટકતું રહી મારી પાસેથી પસાર થાય છે. એક બાજુ હિમાચ્છાદિત પર્વત ચારે તરફ દૃષ્ટિને આનન્દ આપતો હતો; બીજી બાજુ પહાડની ટોંચ અને ઢાળ ઉપરના લીલાંછમ જવનાં ખેતરો જોઇ ચિત્ત પ્રસન્ન થતું હતું. જ્યાં જોઇએ ત્યાં પર્વત અને પર્વત! જોનારને એમજ લાગતું હતું કે પરસ્પર તેમની ઉંચાઇ માટે સ્પર્ધા કરતાં તેઓ એક બીજા તરફ અભિમાનથી જોઈ રહ્યા છે, કારણ કે એક પર્વત તરફ જોઇએ તો તેની પાછળ એક બીજો તેનાથી ઉંચો તો હોયજ. વળી

તે તરફ જોઈએ તો તેની પાછળ ત્રીજો ઉભોજ હોય! હું ગર્બિયાંસ હતો તે દરમ્યાન રોજ પ્રાત:કાળમાં જે એકાંત સ્થળે હું ચાર પાંચ કલાક બેસવા જતો તે સ્થાન તો અનુપમજ હતું. તેનું ટુંકામાં વર્ણન કર્યા સિવાય હું રહી શકતો નથી.

કાલિગંગા નદીને પેલે પાર, નેપાલ સરકારની હદમાં એક નાનકડી ટેકરી છે. તે ગર્બિયાંગની પૂર્વમાં પોણુ માઇલ ઉપર છે. આ ટેકરીની એક બાજુએ તિકર નદી વહે છે, અને બીજી બાજુએ કાલીગંગા વહે છે. પશ્ચિમ તરફ નીચેની બાજુમાં સુમારે શો દોઢસો કદમ પર આ બે નદીઓનો સંગમ થાય છે. આ ટેકરી સુમારે એક હજાર ફીટ ઉંચી હશે. નદીની સપાટીથી સુમારે ચારસો ફીટની ઉંચાઇએ વચમાં એક નાનકડું મેદાન છે, અને ત્યાંથી સુમારે પાંચસો ફીટની ઉંચાઈએ એટલે ટેકરીને મથાળે "છાંગરૂ" નામનું એક નાનકડું ગામડું છે. તેમાં પચાશેક ઘરની વસ્તી છે. એ ટેકરીની ઉત્તર તરફ કાલિંગંગા નદી આવેલી હોવાથી તેની પેલી પાર ખુલ્લો પ્રદેશ ઘણોજ છે. તેથી તે બાજુએ દૃષ્ટિ ઘણે દૂર સુધી પહોંચે છે. આવીજ ખોણુ અગ્નિ ખુણામાં પણ છે. ચોમેર લીલાંછમ ખેતરો અને ભૂર્જપત્ર તથા ચીડ ઝાડનું સુન્દર અરણ્ય છે. ભવ્ય, ગંભીર અને ઉંચા પર્વતોનો આસપાસ જાણેકે એ કુદરતી કોટજ હોય નહિ! એ

પર્વતનાં શિખરો હિમાચ્છાદિત હોવાથી અને તળેટીમાં લીલુંછમ અને ઘાટું અરણ્ય હોવાથી એ પર્વતો, એ નાની ટેકરી પરથી કેટલા સુન્દર દેખાય છે તેનું વર્ણન પણ હું કરી શકતો નથી. એ પ્રમાણે વનશ્રીના સૌન્દર્યનું એક નિમિષ માત્ર પણ વિશ્રાંતિ ન લેતાં નેત્રો અવલોકન કરે છે; તો બીજી બાજુ બન્ને નદીઓના પ્રવાહથી ઉત્પન્ન થતો સતત ધ્વનિમાં ને જુદાં જુદાં પક્ષીઓના મંજુલ શબ્દના મિશ્રણથી એક પ્રકારનો જે મિષ્ટ, મનોહર અને અખંડ (અનાહત નાદ) અવાજ થયા કરે છે તે સાંભળવામાં કર્ણો તલ્લીન બની જાય છે. ઉંચે આકાશમાં વચ્ચે વચ્ચે વાદળાંઓ સૂર્યબિમ્બની આડે આવતાં હતાં; અને તેથી તે ટેકરી પર જે છાયા પડતી તે જોવામાં બહુ આનંદ થતો. એવાં રમણીય, એકાન્ત અને પવિત્ર સ્થળે પ્રાતઃકાળમાં શ્રી સદ્‌ગુરુચરણોનું શાન્ત મનથી ચિંતન કરતા બેસવાનું આ નમ્ર લેખકનું સદ્‌ભાગ્ય હતું. એકાદ વિશેષ પ્રસંગે મારા એ સદ્‌ભાગ્યનું મને સ્મરણ થતાં મારા અંતઃકરણની જે સ્થિતિ થઇ હતી તે હું કહી શકતો નથી. કહું તો મારા પર આત્મશ્લાઘાનો આરોપ આવે. એક પ્રસંગે નિત્યનિયમ પ્રમાણે ધ્યાન વગેરે આટોપી સુમારે અર્ધો કલાક સામેના વૃક્ષપરના એક સુંદર નાનકડા પક્ષી તરફ સહજ જોતો બેઠો હતો. તે પક્ષી આનંદથી આમતેમ તે ઝાડ પર કૂદતું હતું, અને મોઢેથી સુંદર અવાજ. કરતું હતું. તે દેખાવ જોઇને

મારા અંતઃકરણમાં ફરી એકદમ સાત્વિક વૃત્તિ ઉત્પન્ન થઈ; અતિશય પ્રેમથી મારૂં ચિત્ત એકાગ્ર બન્યું અને હું આનંદમાં નિમગ્ન થયો. આવે સમયે મને કેટલો અને કેવા પ્રકારનો આનંદ થતો હશે તેની ખરેખરી કલ્પના તો વાચકોને કેવળ અનુભવથીજ થઇ શકે.

એવી સ્થિતિમાં વીશ દિવસ વીશ ક્ષણ માફક જોત જોતાંમાં નીકળી થયા. પેષ્કાર સાહેબનો બંગલો ગામથી સુમારે પા માઇલ દૂર હતો. બંગલો નાનકડો અને દેખાવડો હતો, તેની આસપાસ એક મોટું કમ્પાઉન્ડ ( આંગણું ) હતું. જે દિવસે આકાશ વાદળાં વિનાનું સ્વચ્છ હોય અને ચંદ્ર પોતાનાં શીતલ કિરણો વડે જગતને આનંદ આપતો હોય તે દિવસે હુ એકલોજ તે આંગણામાં રાત્રે ફરતો; તે શાન્ત સમયે અહીંથી તહીં ફરતાં મને અત્યન્ત આનંદ થતો. મને જે દ્રાવિડી ગોંસાઇ મળ્યો હતો તેનું નામ ગુરૂનાદા હતું. તે ગામમાં રહેતો. તેને મેં બંગલામાં રહેવા બોલાવ્યો, તેથી તે એક બે દિવસ રહેવા આવ્યો; પરન્તુ ત્યાં તેને ચેન પડયું નહિ; એટલે પાછો ગામમા ગયો. તેની પાસે એક પણ ગરમ કપડું નહોતું; એટલે ટાઢથી તેને બહુજ હરકત થતી; તેથી તેને મેં ગરમ કામળીની એક કફની કરાવી આપી. બીજા ગોંસાઇઓ પેઠે તેને બંધાણ હતું. તેથી તેને અફીણની બહુજ જરૂર પડતી. તેની પાસેથી

જરા અફીણ ખુટી ગયું કે તે હેરાન થતો. જમવામાં પણ તેને કોઈ કોઈ વાર હેરાનગતી ભોગવવી પડતી. કોઈ કોઇ વાર હું તેને મારી સાથે જમવા બોલાવતો. શારીરિક કષ્ટ આનંદથી સહન કરવાને તે તૈયાર નહોતો. ગોંસાઈની દીક્ષા લીધાને તેને પંદર વર્ષ તો થયાં હતાં; તેની એકન્દર આન્તર્બાહ્ય સર્વ સ્થિતિ જોતાં તેની મને બહુ દયા આવતી. એ ગુરુનાદાબાવા સંબંધે અહીં વધારે લખવું એ ઠીક નથી. અસ્તુ.

ગર્બિયાંગ આવ્યાને પંદરેક દિવસ થયા પછી એક દિવસે જમી રહ્યા પછી હું બંગલાના આંગણામાં ફરતો હતો. (શતપદી કરતો હતો) શ્રી સદ્ગુરુ મહારાજના નામસ્મરણથી મનમાં આનંદ પામતો હતો; એમ કરતાં રાત્રિના દશ વાગવા આવ્યા. આ વખતે એકાએક મનમાં એમ થઇ આવ્યું કે આજથી બરોબર આઠમે દિવસે તિબેટમાં જવા નીકળવું. એ વિચાર આવતાંજ મનનું સમાધાન થયું. ઉપલો નિશ્ચય થયો તેજ રાત્રે મને એક શુભ સ્વપ્નું આવ્યું. બીજે દિવસે મેં મારો વિચાર માસ્તરને જણાવ્યો, ત્યારે તેણે કહ્યું કે "આજ સવારેજ તિબેટમાંથી (ખંપા) બકરીઓનું એક ટોળું આવ્યું છે, રસ્તો હજી બરાબર ખુલ્લો થયો નથી, પરન્તુ તમારો જવાનો વખત આવશે તે પહેલાં ખુલી જશે, અને પ્રભુકૃપાથી તમને કોઈક સાથ પણ મળી

જશે, તમને તિબેટમાં કાંઈ હરકત નહિ પડે એમ મને લાગે છે.” સુમારે ત્રણ ચાર દિવસે ભુટીઆ લોકોનાં બકરાં પર્વત ઉપર જવા આવવા લાગ્યાં. ઘાટ માંહેનો બરફ કમી થવા લાગ્યો. અને ચોદાસ પરગણાના કેટલાક ભુટીઆ લોકો તિબેટમાં જવા માટે ગર્બિયાંગ આવી પહોંચ્યા. મેં પણ તૈયારી કરવા માંડી. નિશ્ચય પ્રમાણે બરાબર આઠ દિવસે “પાગુ”ના એક શ્રીમાન્ ભુટીઆ વેપારીનો સાથ જોઇ હું તિબેટના “તાકલા કોટ” ગામ જવા નીકળ્યો. સવારે આઠ વાગતાં “છાંગરૂ”માં મુકામ કર્યો. અહીં રહેવાનું કારણ એ હતું કે હું ગર્બિયાંગ હતો ત્યારે “છાંગરૂ”ના મુખીએ મને આગ્રહ કરી પોતાને ગામ રહેવા બોલાવ્યો હતો, અને કહ્યું હતું કે આપની સર્વ પ્રકારની વ્યવસ્થા હું કરી આપીશ. પરન્તુ મેં તેને કહ્યું હતું કે “તાકલા કોટ” જતી વખતે એક દિવસ હું તમારા ગામમાં મુકામ કરીશ. અસ્તુ.

બીજે દિવસે, હું, મારા બે કુલીઓ, ગુરૂનાદાબાવો, એક નેપાલી હવાલદાર અને પોલિસ સિપાઇ એટલા જણા છાંગરૂથી નીકળ્યા. સવારે ‘તિંકર’ જવાનું હતું. “છાંગરૂ”થી તિંકર સાત માઇલ છે. રસ્તો નેપાળ સરકારની હદમાં થઇ, તિંકર કાંઠે કાંઠે જાય છે. તે બહુ સારો નથી. રસ્તામાં એક મોટો ચઢાવ આવે છે.

છાંગરૂથી નીકળતી વખતે એક ગમ્મત થઇ. આગલી

રાત્રે ગુરૂનાદાબાવો અને મારા કુલી વચ્ચે જરા બોલાચાલી થઇ હતી. પછી મેં ગુરૂનાદાબાવાને સમજાવવાને ઘણીએક વાતો કહી, પરન્તુ તેનો રોષ કેમે કરી ઉતર્યો નહિ. રાત્રે બાવાજી ભૂખ્યા સૂઇ ગયા. સવારે મેં તેમને જમવા બોલાવ્યા ત્યારે તેમણે રોષમાંજ જવાબ આપ્યો કે 'હું તમારી સાથે કૈલાસ આવવાનો નથી તમે તમારે જાઓ.' સુમારે અર્ધાક કલાક સુધી તેઓ સંતાપથી કંઇક મનમાંજ બબડતા હતા. હું ફરી કંઇજ બોલ્યો નહીં. તેમની થાળી પીરસી હું જમવા બેઠો. પછી થોડીક વારે બાવાજી જમવા આવ્યા. નીકળતી વખતે મેં તેમને મારી સાથે આવવા વિનંતિ કરી અને બીજી ઘણી રીતે મનાવ્યા; બધાંએ કહ્યું કે સ્વામીજીની સાથે જશો તો તમને હરકત ન પડતાં કૈલાસ અને માનસ-સરોવરનાં દર્શન થશે. આવી તક ફરીફરી મળશે નહિ; પરન્તુ બાવાજીએ તે માન્યું નહિ. અમે છાંગરૂથી નીકળ્યા, અને બાવાજી તો ત્યાંજ સૂઇ રહ્યા. અમે તિંકર બપોરે બાર વાગે આવી પહોંચ્યા. રસ્તો ખરાબ અને ચઢાવ જબર તેથી અમે થાકી ગયા. તિંકર જઇ ગોળ ખાઇ પાણી પી અમે વિશ્રાંતિ લેતા બેઠા ત્યાં તો સુમારે અર્ધાક કલાકે ગુરૂનાદા-બાવા, લાકડીને ટેકે, બડબડતા, થાકી જવાથી ધીમે ધીમે આવતા દેખાયા. અમારી પાસે બાવાજી આવીને બેઠા. 'તમે આવ્યા તે ઠીક થયું' એમ કહી મેં તેમને ગોળ પાણી આપ્યાં. મેં અથવા બીજા કોઇએ તેમને કંઈ વધારે કહ્યું

નહિ. એ બાવાજી આગળ તિબેટમાં જેટલા દિવસ મારી સાથે હતા તેટલા દિવસ, વચ્ચે વચ્ચે મારી ઉપર કે મારા કુલી ઉપર ખિજાતા અને તેથી વિના કારણુ પોતેજ ત્રાસ પામતા. તિંકર અમારો મુકામ દોઢ દિવસ રહ્યો. નેપાળી હવાલદારે અમારી રહેવા તથા ખાવા પીવાને વ્યવસ્થા ગામના મુખી તરફથી સારી રખાવી હતી. તિંકરથી નેપાળી હવાલદાર અને પોલીસ સીપાઇ "છાંગરૂ" પાછા ગયા અને હું, મારા બે કુલીઓ, ગુરૂનાદ અને તે ભુટીઓ–વેપારી એટલાજ આગળ જવા નીકળ્યાં. તે વેપારી સાથે બે હુણીયા (તિબેટી જાતના નોકર) તથા સામાન લાદેલા સાત ઝુબુ અને ચાર ઘોડા હતા. એ જનાવરો વિશેષ કાપડની ગાંસડીઓથી લાદેલા હતા. તિંકરથી સુમારે અઢી માઇલ પર આવેલી ધર્મશાળામાં સાંજે પાંચ વાગે અમે આવી ઉતર્યા.

અમે જે ધર્મશાળામાં મુકામ કર્યો હતો, ત્યાંથીજ તિંકરની ધારનો આરંભ થાય છે. સવારમાં ધાર પર ચડવું સુગમ પડશે એમ ધારીનેજ તે રાત્રે અમે ઉક્ત ધર્મશાળામાં રહ્યા. ભોટ પ્રદેશમાં ધર્મશાળા જેવી અસ્વચ્છ અને નાની હોય છે, તેવીજ આ ધર્મશાળા હતી. પેલા વેપારીએ ધર્મશાળાની બહાર પોતાના માલનો ઢગલો કરી તેના ઉપર મ્હોટું તથા જાડું (તાપ તથા વરસાદથી માલનો બચાવ થાય) એવું મિણકાપડ જેવું કપડું નાંખ્યું. ધર્મશાળાની

એક ઓરડીમાં હું, બીજીમાં ગુરુનાદા, ત્રીજીમાં મારો કુલી અને બાકીની ચાર ઓરડીઓમાં તે વેપારી તથા તેના નોકરો એવી રીતે રાતવાસો રહ્યા. નજીકજ એક ટેકરીની પાસે મેં એક ન્હાના માંડવા જેવું જોયું. તેની પાસે ચામડાંની નાની નાની કોથળીઓનો મોટો ઢગલો જોયો. આ કોથળીઓ વેચવાનાં માલથી ભરેલી હતી. તે કોથળીઓનો આકાર ગુણી જેવો હતો. તપાસ કરતાં માલૂમ પડયું કે મારી સાથેના ભોટીઆ વેપારીના બકરાંનો કાફલો (તાંડા) ત્યાં પડેલો હતો. એક કાફલામાં (તાંડા) સુમારે બે ત્રણ હજાર બકરાં હોય છે.

પશ્ચિમ તિબેટમાં જવાના જે સાત આઠ માર્ગો છે, તેમાંનો એક માર્ગ 'તિંકરધુરા' નામનો છે. ભોટીઆ વેપારીઓ વિશેષતઃ આ માર્ગેજ ('ચોદાસપટ્ટી'માં) જાય છે. અસ્તુ.

જે રાત્રે અમે ધર્મશાળામાં મુકામ કર્યો તે રાત્રે વરસાદ એટલો બધો પડયો કે, મારે મારી ઓરડીમાં આખી રાત છત્રી ઉઘાડીને બેસી રહેવું પડયું હતું. ઉપરથી પાણી ટપકતું હતું અને બહારનું પાણી અંદર આવતું હતું. ઠંડી કહે મારૂંજ કામ. મારાં કપડાં ભીંજાઇ તળબોળ થઈ ગયાં હતાં. આખી રાત નિદ્રા આવી નહિ. રસોઈ કરી

શકાય એવુંએ નહોતું તેથી પરાણે ઉપવાસ કરવો પડયો એ કહેવાની જરૂરજ નથી. મારી પોતાની આવી દશા હતી. પરંતુ ગુરૂનાદાના મારા કરતાં વિશેષ હાલ થયા? ટાઢ બીલકુલ સહન કરી શકતાં નહોતા પણ તેને બીજો ઉપાયજ નહોતો.

'લિપુપાસ' કરતાં 'તિંકરધુરા'ની ચઢણ વધારે ઉભી છે. અમે પરોઢીએ ત્રણ વાગે નીકળવાનો સંકેત કર્યો. ચહા પીધો અને સાથે થોડાંએક બીસ્કેટ પણ ખાધાં. મારા કુલીએ રસોઇ કરી અને અમે ભોજન પણ કરી લીધું. ખાલી પેટે બરફ ઉપર ચાલવું તથા ચઢણ ચડવી આકરી પડે છે તેથી એટલું બધું વહેલું જમી લેવું પડયું. ઉપરાંત તે દિવસે સવારના ત્રણથી સાંજના છ વાગ્યા સુધી અમારે પ્રવાસ કરવાનો હતો.

ભોટીઆ વેપારીએ તિંકરથી મારે માટે એક ઘોડો ભાડે આણ્યો. તેનું છ કલાકનો એક રૂપીઓ ભાડું ઠરાવ્યું હતું. ધાર સતર સાડા સતર હજાર ફૂટ ઉંચાઇની છે. ચઢણ પાંચ માઇલ છે તથા રસ્તો અતિ વિકટ છે.

પ્રાતઃકાળે ચાર વાગે અમે સૌ ધર્મશાળામાંથી નીકળ્યા. તે વખતે આકાશ મેઘાચ્છાદિત હતું. વરસાદ પડવાની બ્હીક હતી. ધુમસથી દિશા બરાબર સૂઝતી ન હતી. હું

અને ભોટીઆ વેપારી ઘોડા પર બેસી ધીમે ધીમે ચાલ્યા જતા હતા. બીજા બધા પગે ચાલ્યા આવતા હતા. ભોટીઆ વેપારીનાં જનાવરો સૌથી આગળ ચાલતાં હતાં.* ઝુબુઆ જનાવર મેં પ્રથમજ ખેલામાં જોયું. જનાવર સાધારણ રીતે વનગાય ( યાક ) જેવું હોય છે. મેં બરાબર કલ્પના કરી કહ્યું હોય તો આ જનાવર વનગાય અને સાધારણ ગાય વચ્ચેની એક પ્રાણીની જાતનું છે. ધીરે ધીરે માર્ગ કાપતાં

---

* તિબેટમાં બકરી, યાક, ઘોડા વિગેરે જનાવર બર્ફ ઉપર બહુજ હુશીઆરીથી ચાલેછે. બર્ફ ઉપર ચાલતી વેળા જમીનની વાસ લેતાં લેતાંજ જનાવર ચાલેછે. તેઓને સુરક્ષિત માર્ગ બરોબર શોધતા આવડેછે. માર્ગમાં બર્ફને લેઈને ખાડા ખબડા અથવા વચમા વચમા મોટા ખાઓચીઆ વિગેરે ઢંકાઇ ગયેલા હોયછે. તેથી જો ભૂલથી તેમાં પડે તો ઉપર બરફના દબાણથી તેનો જીવજ જાય. આવે ઠેકાણે આ જનાવર સંકટમાંથી બચાવે છે, કારણકે બર્ફ ઉપર ચાલતા ચાલતા વાસથી તેઓને સુરક્ષિત માર્ગ મળી આવે છે. તેથીજ યાક અથવા ઘોડાની પાછળ ચાલવાનીજ ભૂટીઆ લોકોને ટેવ હોય છે. અમારી સાથે જે જનાવર હતા તેમાં એક ઘોડો આવી રીતે બરોબર રસ્તો બનાવવામાં કુશળ હતો અને તે બધાની આગળજ ચાલતો. મને તે ભૂટીઆ વ્યાપારીએ કહ્યું કે એ ઘોડાએ મારા પ્રાણ અને મારો માલ પુષ્કળ વખત બચાવેલ છે. એક વખત એ ઘોડો ન હોત તો હું મારા સર્વ જનાવરો અને માલ સહીત એક મોટા ખાડામાં પડી મરી ગયો હોત.

અમો સવારના બાર વાગે તિંકરધુરાના શિખર પર આવી પહોંચ્યા. ગુરૂનાહ્ન અને મારો કુલી પાછળ રહ્યા છે એમ મેં પાછા ફરી જોયું. તે વખતે હું અઢાર હજાર ફૂટની ઉંચાઇએ ઉભો હતો. પગ નીચે ઘુંટી ઉપર ચાર ચાર આંગળ બરફ હતો. જ્યાં જોઇએ ત્યાં બરફજ બરફ. સર્વત્ર શ્વેત હતું. મારી આંખ પર મેં આસ્માની બ્લ્યુ રંગના ચશ્મા ચડાવેલાં હતાં. ચશ્મા ચડાવવાનું કારણ એ હતું કે બરફ પર જ્યારે તડકો પડે છે ત્યારે તેવા પ્રકાશથી આંખો અંજાઈ જાય છે અને તેથી આંખને નુકશાન થાય છે.

અમો ચઢણ ચડી શિખર પર આવ્યા એટલે ભાડુતી ઘોડો પાછો મોકલ્યો.

ઘોડા પરથી નીચે ઉતર્યો તે વખતે મારા પગ ઘુંટી સુધી બરફમાં ઉતરી પડયા. ઉપરથી બરફ વરસતો હતો અને સર્વત્ર બરફ પથરાઈ રહ્યો હતો. આંખથી ચશ્મા દૂર કરી મેં ચોમેર જોયું. એ સમયે શ્રી ભગવાને અર્જુનને પોતાનું વિશ્વસ્વરૂપ દેખાડયું ત્યારે અર્જુનને આપેલી દિવ્ય દ્રષ્ટિનું મને સ્મરણ થયું. હું એ સમયનો દેખાવ આ મરણાન્ત ભૂલી શકીશ નહિ. શરીર ઠંડીથી કળતું હતું, ઉક્ત ભવ્ય અને ગંભીર દેખાવથી મન પ્રસન્ન થતું હતું. વચ્ચે વચ્ચે તડકો પડતો હતો તેથી બહુ મઝા આવતી હતી. પવન બીલકુલ ન હતો. બરફના વાદળોથી દિશાઓ ઝાંખી

ઝાંખી દેખાતી હતી. અમે ઉભા હતા ત્યાંથી એક બાજુ હિન્દુસ્તાન અને બીજી બાજુએ તિબેટ સ્પષ્ટ રીતે ભિન્ન દેખાતા હતા. ચઢણુ ચડતી વખતે વાદળાં વગેરે કંઇજ ન હતું; પરંતુ ઉપર આવ્યા પછી એક બે મિનિટ થોડો બરફ વરસ્યો. આ અખંડ બરફની પંક્તિ-હાર ઓળંગતાં કંઠે પ્રાણુ આવે છે એટલુંજ નહિ પણુ કેટલીક વાર તો મનુષ્ય કે જનાવરના પ્રાણુ પણુ જાય છે. અમો ચઢણુ ચડતાં હતાં તેવામાં સામાન લાદેલા એક ઘોડાનો પગ બરફ પરથી લસર્યો અને તે ઘોડો નીચે પડયો. પડતાંની સાથેજ તેણે આંખો ફેરવી જીભ બહાર કાઢી અને તે પગ તડફડાવવા લાગ્યો. અમે તેની દોરી કાપી નાંખી, પીઠ પરથી સામાન દૂર કર્યો અને અતિ પ્રયાસે તેને ઉભો કર્યો. થોડીવારે ઘોડો સાવધ થયો. જરાક માટે રહી ગયું નહિતર તેજ ક્ષણે ઘોડાની મૃત્યુપળ આવી લાગી હતી. શ્રી નારાયણુની કૃપાથી તે દિવસે સખ્ત તડકો પડતો ન હતો અને વરસાદ પણુ નહતો તેથી અમને બહુ મુશ્કેલી નડી નહિ અને અમે સૌ 'તિંકર'ની ધારના શિખર પર સુખરુપ આવી પહોંચ્યા. પંદર મિનિટ સુધી તો સૌ એ ભવ્ય દૃષ્ય જોતા ઉભાજ રહ્યા. મૃત્યુ લોકમાંથી સ્વર્ગમાં આવ્યા પછી મનુષ્યના મનની જે સ્થિતિ થાય તેજ સ્થિતિનો અનુભવ મને આ બરફનો પ્રદેશ જોઈ થયો. તે સમયની મારા મનની સ્થિતિનું વર્ણન કરવા મારામાં શક્તિ નથી તેથી મને આશા છે કે મારા

પ્રિય વાચકો મને ક્ષમા કરશે.

મારો કુલી અને ગુરૂનાદાની રાહ જોતા અમો પંદરેક મિનિટ શિખર પર ઉભા રહ્યા. પણ વધારે વખત ત્યાં ઉભા રહેવાની અમારી હિમ્મત ચાલી નહી, કારણ કે બરફનું વાદળું કયારે ચઢી આવશે, અથવા સખ્ત તાપ કયારે પડશે તેનો કંઇ નિયમજ નહતો. જો કદાચ અમો બરફના વાદળના સપાટામાં આવ્યા હોત તો કૈલાસ અને માનસ સરોવર તેને ઠેકાણે રહેત અને આ પ્રવાસ વર્ણન લખવાનો પ્રસંગ પણ ન આવત. પછી અમે ઢોળાવ ઉતરવા લાગ્યા. અમારા પગ બરફમાં ખુંચવા લાગ્યા. ઠંડીથી શરીર બહેરૂં ખોડ થવા લાગ્યું. ઠેકાણે ઠેકાણે પગ લસરી જતો હતો. બરફ ઉપર ચાલવાને મોટી લાકડી જમણા હાથમાં લઈ તેને ટેકે હું શુમારે દોઢ કલાક બરફમાં ચાલ્યો. પછી બરફનો પ્રદેશ પૂર્ણ થતાં ધારોડ રસ્તો આવ્યો. હું અને ભુટીઓ વેપારી સૌથી આગળ ચાલતા બપોરે સાઠા ત્રણ વાગે ઢોળાવ ઉતરી એક ઝરાને કાંઠે આવી પહોંચ્યા. શ્રમ કેટલો પડયો હતો તે કહેવાની તો વાતજ શી ? બેસતાંની સાથેજ હું જમીન પર લાંબો થઇને પડયો અને આંખો બંધ કરી પાંચ છ મિનિટ સ્વસ્થ પડયો રહ્યો. ભૂખથી પેટમાં કુરકુરીઆં બોલતાં હતાં. કારણ કે મારો ખાવાનો સામાન કુલી પાસે પાછળ રહી ગયો હતો. થોડીક બિસ્કેટ

અને ઠારેલું દૂધ મેં મારી સાથે લીધું હતું તે મેં સારૂં કર્યું હતું. તે વખતે ભુટીઆ વેપારીએ મને એક બે મૂઠી સુકી દ્રાક્ષ અને બે ઘઉંની રોટલી દીધી. આ પ્રમાણે દ્રાક્ષ અને રોટલી ખાતો હું બેઠો એટલામાં સુમારે એક કલાકે મારો કુલી અને ગુરૂનાદ્દા પણ આવ્યા. રસ્તામાં કુલી અને બાવાજીને અમારા કરતાં સહેજ વધારે દુઃખ પડયું હતું, તેથી તેઓ એકદમ અશકત થઈ ગયા હતા, અને જે ઝરણા પાસે બેઠા હતા તે ઝરણા પાસે તેઓ આવ્યા ત્યારે તેઓ પ્રેત જેવા દેખાતા હતા. અમારી પાસે આવીને તુરતજ બન્ને જણા મને કહેવા લાગ્યા કે "સ્વામીજી! અમે તો હવે અહીંજ મરવાના, અમારાથી ચાલી શકાતું નથી." એમ કહીને તેઓ ધડ દઇને જમીન પર પડયા. એવી સ્થિતિ જોઈ મને અત્યંત ચિંતા થવા લાગી. પછી કુલીએ ગોળ, ઘી અને જવનો લોટ એકઠાં કરીને ખાધાં. ગુરૂનાદ્દાને પણ એમાંથી ખાવાનું દીધું. ખાધા પછી તેઓને જરા ઠીક થયું અને હુશિઆરી આવી. શ્વાસ ચડવાથી તેમની છાતી દુખતી હતી. થોડી વારે શ્વાસ નરમ પડવાથી છાતીનું દરદ મોળું પડયું, આઠ હજાર ફુટની ઉંચાઈ સુધી મનુષ્યને શ્વાસોચ્છ્વાસ લેવામાં મુશ્કેલી પડતી નથી પરંતુ તે ઉપર હવા પાતળી હોવાથી શ્વાસોચ્છ્વાસ (લેવા)ની ક્રિયામાં અડચણ આવવાથી દમ ચડે છે. ચાલતાં ચાલતાં અમે મોઢામાં કાળાં મરી રાખતા હતા કે જેથી મોઢું કોરું પડી જાય

નહિ. શુમારે બે કલાક ઝરા પાસે બેઠા પછી અમે પ્રવાસ પુનઃ શરૂ કર્યો.

અમે હવે જે પ્રદેશમાં આવ્યા હતા તે પ્રદેશ ઈંગ્લાન્ડ અમેરીકા કે જાપાન જેવો સુધરેલો પ્રદેશ નહોતો પરંતુ એકદમ જંગલી પ્રદેશ હતો, અને એ પ્રદેશમાં પ્રતિક્ષણે જીવનની ભીતિ રહેતી હતી. મારો કુલી અને ગુરૂનાદા આવ્યા ત્યારે એકદમ કાળા શાહી જેવા થઈ ગયા હતા તેથી તેઓ વિચિત્ર દેખાતા હતા. હવે કંઈક તેમના મોઢા પર સ્ફુર્તિ આવી હતી. અમે સર્વ સાથે મળી ધીમે પગલે ચાલવા માંડયા. સૌ ડુંગરાની સપાટી પર ચાલ્યા જતા હતા. જ્યાં જોઇએ ત્યાં મેદાનજ નજરે પડતું હતું. વૃક્ષ નહિ, વેલી નહિ, ઝાંખરાં નહિ, કંઈજ નહિ! તે અનંત મેદાન પર અમે છ માણસો અને સાત જનાવરો એટલાંજ દેહધારી પ્રાણીઓ ચાલતાં હતાં.

સુમારે સાડા પાંચ વાગ્યાને સમયે અમને એક ડુંગરના શિખર પર "તાકલાકોટ" દેખાવા લાગ્યું. તેજ વખતે શરીરને વીંધી નાખે તેવો પવન જોરથી વહેવા લાગ્યો. પવન સામી દિશાનો હતો.

દુરથી તાકલાકોટ નજીક છે એમ લાગે છે, પરંતુ ત્યાં જઈ પહોંચતાં સાંજના સાડાસાત થયા. તે દિવસે અમે

સવારના ચારથી સાંજના સાડાસાત સુધી એટલે સુમારે પંદર કલાક એક સરખો પ્રવાસ કર્યો. રસ્તામાં માત્ર બે કલાક વિશ્રાન્તિ લીધી હતી. અમે તાકલાકોટ સંધ્યાકાળે પહોંચ્યા. એ સમયે ત્યાંની નદીમાં પૂર આવ્યું હતું. નદી પર પૂલ વગેરે કંઇ પણ ન હતું અને અમારે તો સામે તીર જવુંજ હતું. અમો તેજ વખતે જનાવરોની પીઠ પર બેસી સામે કાંઠે ગયા. આવાં કામમાં ઘોડા કે ખચ્ચર કરતાં ઝુબુ બહુ ઉપયોગી થઈ પડે છે એવો મને પ્રત્યક્ષ અનુભવ થયો. નદીને સામે તીરે એક સ્થળ છે. ત્યાં મોટી મોટી ગુફાઓ કોતરેલી છે. એ ગુફાઓમાંની એકમાં તે દિવસે અમે મુકામ કર્યો. ભુટીઓ વેપારી પોતાના સામાનની ગાંઠડીઓ જનાવરોપરથી ઉતારવાની ખટપટમાં રોકાયો, કારણ કે તેજ રાત્રે જનાવરો તિંકર પાછા જવાના હતા; કારણ કે તાકલાકોટમાં જનાવરો માટે કશો ચારો મળતો નથી. અમે આવ્યા તે આખો દિવસ સર્વ જનાવરો ભુખ્યા હતા. તે દિવસના આશરે ત્રીસ માઇલના પ્રવાસથી માણસો અને જનાવરો અત્યંત થાકી ગયા હતા. સામાન વગેરેની વ્યવસ્થા કર્યા પછી ભુટીઓ વેપારી અને તેના બે હુણિયા નોકરો સતુ અને 'જાણુ' ખાવા બેઠા. હું અને મારો કુલી કંઇ ખાધા વિના બેઠા. જાણુ એ એક પ્રકારનું મદ્ય છે, તે જવને સોડવીને તેમાંથી બનાવાય છે.

તે દિવસે જાણુ પીને મસ્ત થએલાં આસુરીમુદ્રાના

ચાર પાંચ તિબેટી માણુસો અમને અત્યંત ત્રાસ દેવા લાગ્યા. "તમે બીજા દેશના લોકો અહીં કોની રજાથી આવ્યા છો? હમણાને હમણાજ અમારા રાજ્યની હદમાંથી બહાર ચાલ્યા જાઓ, નહીતર તમારા પ્રાણુ જશે." એમ તેઓ બકવા લાગ્યા. અમે તેમની ભાષા જરા પણુ સમજી શકતા નહોતા એટલે અમે ચુપચુપ બેસી રહ્યા. આ લોકો સરકારી અમલદારો નહોતા એમ તો અમને લાગતું હતું પણુ હવે કરવું શું તેના વિચારમાં અમે પડયા. રાત્રિના આઠ સાડા આઠ થયા હતા. છેવટે ભુટીઆ વેપારીએ તેમને સમજાવ્યા એટલે તેઓ ગયા. હું કુલી અને બાવાજી સૌ અત્યંત થાકી ગયા હોવાથી ચા વગેરે કંઈ પણુ ન કરતાં અમે ત્યાંજ સુઈ રહ્યાં. તે રાત્રે મને નિદ્રા આવી નહિ, શ્રમને લીધે આખું શરીર દુખતું હતું.

જે ગુફામાં હું ઉતર્યો હતો તે ગુફા પ્રથમ બહુજ ગંદી હતી. મેં તે જ્યારે મારા માણુસો પાસે સાફ કરાવી ત્યારેજ મ્હારાથી તેમાં રહેવાયું. બીજે દિવસે પરોઢીએ પાંચ વાગે ઉઠી હું ગુફાની બહાર ઉભો હતો અને થોડી વાર પછી શૌચ વગેરે કરવા માટે નદી પર જવાનો વિચાર કરતો હતો એટલામાં એક તિબેટી મનુષ્ય મારી પાસે આવ્યો અને પોતાની ભાષામાં કહેવા લાગ્યો કે "કોટમાં ઝુંપન સાહેબ તમને બોલાવે છે માટે ચાલો." હુ તેની

ભાષા સમજતો નહોતો એટલે હું તેને ભુટીઆ વેપારી પાસે લઈ ગયો. તેણે તેને કહ્યું કે જમ્યા પછી બપોરે આવશે.

પછી અતિશય ઠંડીને લીધે નદી પર સ્નાન કરવા જવાનું માંડી વાળ્યું.

થોડીક વારે ભુટીઓ વેપારી હું જે ગુફામાં રહેતો હતો તેમાં આવ્યો. આ સમયે હું અવધુત ગીતાનો પાઠ કરતો બેઠો હતો. મારી સન્મુખ સુમારે પંદર વીસ તિબેટી સ્ત્રી અને પુરુષો તથા છોકરાં ઉભાં હતાં. મારા એક કુલીને તિબેટી ભાષા થોડી થોડી આવડતી હતી તેથી તે લોકોએ તેને મારા સંબંધે પ્રશ્નો પુછી પુછી તેનો દમ કાઢી નાંખ્યો. તેઓ કોઈ વાર મારા સામું જોતા હતા, તો બીજી ગુફામાં બેઠલ ગુરૂનાદા તરફ કોઈવાર જોતા હતા; તેઓ અંદર અંદર વાતો કરતાં હતાં અને વચ્ચે વચ્ચે હસતાં હતાં. તેઓના હાવ ભાવથી મને એમ લાગ્યું કે તેઓ મારા કુલીની મશ્કરી કરતા હતા, કારણ કે મારો કુલી તોતડો હતો. મારા તરફનું તેમનું વર્તન સાધારણ મર્યાદા વાળું હતું. ગુરૂનાદાને તેના વેશ પરથી તેઓ ખરો સાધુ માનતા હતા. તેની જટા મોટી હતી. અંગ પર રૂદ્રાક્ષની માળા હતી, તેના કપાળ અને હાથ પર ભસ્મ લગાડેલી હતી અને તેની પાસે લાકડાનું કમંડળ હતું, પરંતુ મારો વેશ ગુરૂનાદાના

વેશથી તદ્દન જુદોજ હતો, મારી જટા મોટી થઇ નહોતી, મેં અંગ પર વિભૂતિ લગાડી નહોતી, અંગ પર રૂદ્રાક્ષની માળા પણ ધારણ કરી નહોતી અને મારૂં કમંડળ પીતળનું હતું. તેઓ મારા વેશ પરથી એમ સમજ્યા અને એમ કહેતા હતા કે "આ મનુષ્ય હિંદનો કોઈ રાજા હશે અને અહીં તિબેટમાં સાધુનો વેશ લઈને આવેલ છે." વળી મારા પાસે બે કુલી હતા. મારો સામાન, મારાં કપડાં અને તે ઉપર સ્વચ્છ અને સુંદર ભગવી કફની વગેરે તેમની માન્યતાને પૂર્તી આપતાં હતાં.

પેલો ભુટીઓ વેપારી આવ્યો ત્યારે સૌ તેને મારા વિશે પુછપરછ કરવા લાગ્યા. તે વખતે તેણે તેમને કહ્યું કે "આ અમારો મોટો ગુરૂ છે, વિદ્વાન છે અને ઘણો સારો છે," વગેરે વગેરે. પછી તે લોકોને જવાનું કહી તે વેપારીએ મને કહ્યું—"હું હમણાં કોટમાં ઝુંપન સાહેબ પાસે નઝરાણું (ફળનું) કરવા જાઉંછું, ત્યાં આશરે મારા એક બે કલાક જશે, પરવાના સંબંધે હું ઝુંપન સાહેબ પાસે વાત કાઢીશ." આમ કહી તે તો ગયો, વખત નવનો થયો હતો, તે દિવસની ઠંડીને લીધે મારા કુલીઓના તથા ગુરૂનાદા બાવાના હોઠ ફાટી ગયા હતા અને મોં પર ઉજરડા થઇ ગયા હતા. મારા નીચલા હોઠમાં ચીરો પડયો હતો અને તેમાંથી થોડું થોડું લોહી વહેતું હતું.

મારો કુલી રસોઇ કરવાની તૈયારી કરવા લાગ્યો. બે આનાનાં થોડાક કાંટાનાં ઝૂડાં વેચાતાં આણ્યાં અને ભુટીયા વેપારી પાસેથીજ તે દિવસે ચારશેર લોટ, થોડીક મગની દાળ, નવટાંક ઘી વગેરે જણુસ લીધી. રસોઈ તૈયાર થયા પછી અમે સૌ જમ્યા, અને કોટમાં જવાની તૈયારી કરવા લાગ્યા. એટલામાં ઝુંપન સાહેબનું બીજું તેડું આવ્યું. હું ગુરૂનાદાબાવા અને મારો એક કુલી જેને થોડી ઘણી તિબેટી ભાષા આવડતી હતી, તે ત્રણે જણા કોટ તરફ જવા નીકળ્યા. તે વખતે બરાબર બાર વાગ્યા હતા.

અમારી ગુફાથી કોટ લગભગ પાંચસે ફુટની ઉંચાઇએ હતો, ચડતાં ચડતાં મોઢામાં ફીણ આવ્યાં. કોટ સુધી રસ્તો બતાવવા માટે ઝુંપનનો સીપાઇ અમારી સાથેજ હતો. એ સીપાઇએ કંઇ ખાસ જાતનો પોશાક પહેરેલો નહોતો. ટેકરી ચડી કોટના દરવાજા પાસે અમે આવ્યા. એ કોટ આપણા દેશના કિલ્લા જેવો નહોતો, એકાદ જમનીદારની જમીનની ફરતી વંડી જેવો તે દેખાતો હતો. બહારની ભીંતને ગેરૂ જેવો રાતો રંગ દીધો હતો, વચ્ચે વચ્ચે ચુનાના ધોળા પટ્ટા માર્યા હતા, ભીંત અને બુરજ માટીનાં હતાં, પશ્ચિમ બાજુએ અગાશી જેવો ખુલ્લો ભાગ હતો અને એ બાજુએ નાની નાની બારી જેવાં કાણાં દેખાતાં હતાં. તે કોટ ખાન-દેશના એકાદ ગઢ જેવો દેખાતો હતો, આગલો દરવાજો

મોટો હતો, તે ઓળંગીને સીપાઇ અમને એક વાંકીચુંકી ગલીમાં લઇ ગયો. પછી ત્યાંથી અમે એક મોટા દરવાજા પાસે આવ્યા. તે દરવાજા પાસે બન્ને બાજુએ બે મોટા કાળા કુતરા બાંધેલા હતા, એવડા મોટા કુતરા મારા જન્મમાં મેં પ્રથમજ જોયા. તે કુતરા મારી છાતી સુધી પહોંચે તેવડા હતા. મોટા 'બુલડૅાગ' કુતરા કરતાં પણ તે ભયંકર દેખાતા હતા. તેમાં આખા શરીર પર લાંબા અને સુંવાળા વાળ હતા. આગલો ભાગ પુષ્ટ હોવાથી કેડ પાતળી દેખાતી હતી, પુંછડી વાળ વાળી તથા લાંબી હતી અને તેથી કુતરા વધારે સુંદર દેખાતા હતા. તેઓની ડોક પર ચાર આંગળ પહોળો, રાતો પટો હતો, એ પટામાં ત્રણ કડીઓ હતી, બન્ને કુતરાને દરવાજાની બન્ને બાજુએ ત્રણ ત્રણ સાંકળથી બાંધેલા હતા. અમને જોતાંજ તેઓ એકદમ ઉભા થયા અને ઘુરઘુર અવાજ કરવા લાગ્યા. તેઓનું ઘુરકવું એક નાનકડા વાઘના ઘુરકવા જેવું હતું, તિબેટી કુતરાઓને બરફમાં રહેતાં આવડે છે.

બીજો દરવાજો ઓળંગી અંદર જતાં બન્ને બાજુએ બે ઓશરી મારી નજરે પડી. એક ઓશરીમાં ચાર પાંચ હુણિયા સતુ દળતા બેઠા હતા, અને બીજી ઓશરીમાં જવમાંથી 'જાણુ' નામનું મદ્ય તૈયાર કરવામાં કેટલાક લોકો રોકાએલા હતા. એક ઓશરીમાં એક જુની લાકડાની સીડી

હતી. તે સીડી પરથી અમો બીજે માળે ગયા. અમને ત્યાં બેસવાની ઈશારત કરી પેલો તિબેટી સિપાઈ ત્રીજે માળે ગયો. ઉપર જવા માટે પહેલા જેવીજ એક અર્ધ ખોખરી અને જુની લાકડાની સીડી હતી. અમે બેઠા હતા ત્યાં સ્વચ્છતા જેવું કશુંજ નહોતું. કેટલીકવારે પરમા ભુટીઓ (જે ભુટીઆ વેપારી સાથે હું ગયો હતો તે) હું બેઠો હતો ત્યાં આવ્યો. તેણે મને કહ્યું કે "ઝુંપન સાહેબ ખુશીમાં છે. તમારા સંબંધમાં જે હકીકત મને કહેવા જેવી લાગી તેટલી મેં તેને કહી છે, તેની ઈચ્છા તમને મળવાની છે." તે વખતે ઝુંપન પાસે બે લામા (બૌદ્ધ ભિક્ષુ) આવ્યા હતા અને તેમની સાથે ઝુંપન વાત કરતો બેઠો હતો. કેટલીકવારે તે લામા ગયા, એટલે અમને (ઝુંપને) બોલાવ્યા, ત્રીજા માળ પર અગાશી હતી, ઝુંપન નદી તરફ મોઢું રાખી અગાશીમાં ઉભો હતો, તે વખતે અગાશીમાં ત્રણ મનુષ્યો હતા. એક પરમા ભુટીઓ, બીજો ઝુંપનનો હજુરી જે તેની ઉભા રહેવાની ઢબ પરથી જણાઈ આવતું હતું, અને ત્રીજો ખુદ ઝુંપન હતો.

હું ઉપર આવ્યો એટલે પરમા ભુટીઆએ ઝુંપન સાથે મારી ઓળખાણ કરાવી. ઝુંપને મને નમસ્કાર કર્યા અને મેં મારા વેશાનુસાર બે હાથ ઉંચા કરી તેને આશીર્વાદ આપ્યો. ઝુંપને પગમાં ગોઠણ સુધી રાતા રંગના મખમલના

બૂટ પહેર્યા હતા. શરીર પર કીનખાપનો મોટો ઝભો (બખુ) પહેર્યો હતો અને માથા પર જરીની થોડીક ઉંચી ટોપી ઓઢી હતી, અને હાથમાં માળા હતી. ઝુંપન શરીરે એકદમ જાડો નહોતો તેમ પાતળો પણ નહોતો. તેનો ચહેરો ખરા ખાનદાન માણસના ચહેરા જેવો દેખાતો હતો. મને તેણે મારી પાછળ આવો એમ ઇશારત કરી અને હું તેની પાછળ પાછળ એક નાના સરખા ઓરડામાં ગયો. આ ઓરડો (બેઠકખાનું) ઝુંપન સાહેબની કચેરી, પૂજાગૃહ, આખો દિવસ રહેવાની જગ્યા હતી. આ ઓરડામાં સ્વચ્છતા સાધારણ હતી, બેસવા માટે (દન) તિબેટી ગાલીચો નાંખ્યો હતો, અને તે પર એક ગાદલું બીછાવ્યું હતું. ટેકવા માટે એક તકીયો હતો. ગાદલા આગળ લાકડાની નાનીશી મેજ હતી. ગાદી પર બેસી આ મેજ પર જમી શકાય. ઝુંપને પ્રથમ મારી સાથેના બે માણસો સંબંધે પુછગાછ કરી. પરભો ભુટીઓ દુભાષિયાનું કામ કરતો હતો. ઝુંપન અને મારે અર્ધો કલાક વાતચિત થઈ. મને જોઈ તેને અત્યંત આનંદ થયો હતો એમ મેં તેના ચહેરા પરના ભાવો પરથી જાણ્યું. તેણે પોતાનું જપ કરવાનું ચાંદીનું યંત્ર, દીવીઓ વગેરે સોના રૂપાનાં પૂજાનાં સાહિત્યો મને બતાવ્યાં. જપના અક્ષરો "ॐ **મામી પામી હું**" એ હતા. ધાર્મિક વિષયો સંબંધે અમારે વાતચિત થતી હતી, પરંતુ એ કામ દુભાષિયાને બરાબર આવડતું નહોતું. થોડી ઘણી આડી અવળી વાતો

થયા પછી મેં પરવાનાની વાત કાઢી. તરતજ ઝુંપને પોતાના સહીસિક્કાનો ચાર માણસનો પરવાનો લખી આપ્યો. પછી મને એક રૂપીઓ દક્ષિણા આપી. આ વખતે ભુટીઆ વેપારીએ કેળાં, હાફુસ આંબા વગેરે લીધાં તથા બદામ, દ્રાક્ષ વગેરે સુકા મેવાની ભેટ ઝુંપનને આપી, એટલે ઝુંપને આ ભેટ પોતાના હાથે મારી આગળ ધરી, એટલે મેં તેમાંથી હાફુસ આંબા લીધા, કારણ કે મને તે પ્રવાસમાં ઘણા ઉપયોગી હતાં. હું રોજ એક એક આંબો પ્રવાસમાં ખાતો હતો. આને કહીએ દૈવ યોગ ! અમારો કૈલાસનો પ્રવાસ સુખકારી થાવ એવી તેણે આશા પ્રદર્શિત કરી, પછી 'તમારૂં કલ્યાણ થાવ' એવી મેં પણ સદિચ્છા જણાવી. સીડી સુધી ઝુંપન મને વળાવવા આવ્યો. કોટમાં લગભગ હું એક કલાક રહ્યો.

હું જાસુસ નથી એ માટે પરમા ભુટીઓ મારો જામીન થયો હતો. કૈલાસ, ખોચરનાથ, તીર્થપુરી, માનસસરોવર વગેરે સ્થળે જવાનો મને પરવાનો મળ્યો હતો. પરવાનો મેળવતાં બીજાને બહુ ત્રાસ પડે છે અને ઘણો સમય જાય છે. પરમા ભુટીઓ કહેતો હતો કે તમને જોઇનેજ ઝુંપન સાહેબને અતિશય આનંદ થયો, અને તેના મનમાં તરતજ (તેના પર) તમારા સંબંધે સારો અભિપ્રાય બંધાઈ ગયો હતો." મેં કહેલું કે "શ્રી સદ્ગુરૂની ઇચ્છા."

જે ટેકરી પર ઝુંપનનો કોટ છે તેજ ટેકરી પર બુદ્ધનો એક મોટો મઠ છે, તેમાં સુમારે બસો ત્રણુસો લામા રહે છે. મઠમાં બુદ્ધની મૂર્તિ છે, અને તેની પૂજા ઠાઠથી થાય છે. તેજ મઠમાં એક મોટું પુસ્તક સંગ્રહસ્થાન છે. ઉપરાંત નજીકજ એક તુરંગ છે. તિબેટી લોકોમાં શિક્ષાનું ધોરણ સખ્ત છે. કેદીઓ તરફ ઘણીજ નિર્દય વર્તણુંક રાખવામાં આવે છે.

તિબેટમાં રાજ્યવ્યવસ્થા કેવી છે તે હું બરાબર સમજી શકયો નથી. તેનાં બે કારણો છે, એક તો મારૂં ભાષાનું અજ્ઞાન, અને બીજું કૈલાસયાત્રાએ કેવળ ધાર્મિક ઇચ્છાથી ગયો હતો તેથી રાજકીય વિષયમાં ઝાઝી તજવીજ કરવાની મને જરૂર જણાઈ નથી, તો પણ વિના પ્રયાસે મને જે જે મુખ્ય મુખ્ય માહિતી મળેલી છે તે આ પ્રમાણે છે. ઝુંપન તિબેટ સરકારનો એક અમલદાર છે. તેના તાબામાં આપણા પ્રાન્ત જેવડોજ પ્રાન્ત હોય છે. તે પ્રાન્તનો તેને રાજા કહીએ તો ચાલે તેને સર્વ પ્રકારનો અધિકાર હોય છે. મને લાગે છે કે જેવો આપણે ત્યાંનો કમીશનર તેવોજ ત્યાંનો ઝુંપન. ઝુંપનની ઉપર એક 'ગર્પન' નામનો અમલદાર છે. તેનો અમલ ત્રણ ચાર ઝુંપન પર છે. 'ગર્પન'ને આપણા ગવરનર જેટલો અધિકાર રહે છે. છેક ઝુંપન પાસે એક 'શેપચિત' નામનો અધિકારી હોય છે. તેની મદદમાં એક

લામો રહે છે. લામો અને શેપચિત ન્યાય આપવાનું કામ કરે છે. પશ્ચિમ તિબેટનો ' ગર્પન ' "ગારટોક"માં રહે છે. ' ગારટોક ' તિબેટની રાજધાનીનું સ્થળ છે એમ કહીએ તો ચાલે.

હું જ્યારે કેદખાનું જોવા ગયો ત્યારે મને એમ લાગ્યું કે હવે હું કયારે ખુલ્લી હવામાં જાઉં. એક તરૂણ હુણિયાને લુંટના ગુન્હા માટે ઠાર મારવાને તે દિવસ શિક્ષા થઇ હતી. યાક ( વનગાય )ના ચામડાના કોથળામાં તે હુણિયાને નાંખી કોથળાનું મોઢું શીવી લેવામાં આવ્યું હતું. ગુન્હેગાર તે કોથળામાં મરી જાય ત્યાં સુધી તે કોથળાને તડકામાં રાખવાનો હતો. હાથ કાપી નાખવાની, પગ ભાગી નાખવાની વગેરે જાતની શિક્ષા અહીં પ્રચલિત છે.

તિબેટમાં જેવી ઠંડી કડક તેવો તડકો પણ કડક છે.

તાકલાકોટમાં મારો મુકામ ચાર દિવસ રહ્યો. કારણ કે આગળ જવાની તૈયારી કરવા માટે મારે ચાર દિવસ ત્યાં રોકાવાની ખાસ જરૂર હતી. તે ગામને પાદર એક નદી છે. આ નદીનું નામ કર્નાળી છે, તેનું પાણી કાળું ડીબાણુ દેખાય છે, આ નદીને કાંઠે કેટલાંકએક ખેતરો છે, તેમાં જવ પાકે છે. આ ખેતરો કંઈક લીલાં દેખાય છે. બાકીનો આખો પ્રદેશ અત્યંત રૂક્ષ, (લૂકો) દેખાય છે. ખડ઼ાળ જમીન અને

કાંટાનાં ઝાળાં શિવાય બીજું કશુંજ ન દેખાય. ગર્બિયાંગ કરતાં તાકલાકોટમાં ગરમી વિશેષ રહે છે પરંતુ સવારે અને સાંજે સખત ઠંડી હોય છે. અહીં જનાવરો માટે બીલકુલ ચારો મળતો નથી એતો મેં આગળ કહ્યું છે. તિબેટીલોકો જેમ અનાજ વગેરેનો આખા વર્ષ માટે સંગ્રહ કરી રાખે છે તેમ ઘાસનો પણ સંગ્રહ કરી રાખે છે. અહીં બળતણનો તો દુષ્કાળજ રહે છે. યાક, ઘોળા, ખચ્ચર, બકરી, ગધેડાં, વગેરે જનાવરોની લાદનાં છાણાં થાપી તેને બળતણ તરીકે વાપરે છે. અહીં સર્વ ચીજો મોંઘી મળે છે. બેશક વસ્તુઓ અહીં સુધીતો મોંઘી સોંઘી પણ મળે છે પરંતુ અહીંથી આગળ તો કશું મળતુંજ નથી. અહીંથી મેં પચીસ દીવસ ચાલે તેટલો સામાન ખરીદી લીધો. મારી પાસે જવનો થોડોક લોટ, વનગાયનું બશેર ઘી, ચૌદ શેર બિસ્કેટ, છ ઠરેલ દૂધના ડબ્બા અને સુમારે ત્રણશેર જેટલી ચા, આટલી સામગ્રી તૈયાર હતી. ઉપલી સર્વ ચીજોના મને ત્રીસ રૂપીઆ પડયા. આ સામગ્રી ઉપાડવા માટે એક યાક અથવા ઘોડો ભાડે કરવો અને તેનાજ માલિકને ભોમીયાનું કામ કરવાનું કહેવું એવો વિચાર કરી મેં પરમા ભુટીઆને પૂછયું-"અહીંથી એકાદ જનાવર ભાડે મળશે?" અમને યાક, ઘોડો કે ખચ્ચર એમાંનું એકે જનાવર મળ્યું નહિ. આનાં ત્રણ કારણો હતાં. પહેલું કારણ એ હતું કે એ રૂતુમાં પહાડ પર જનાવરોને ચારો વગેરે કંઈ મળતું નથી. બીજું

કારણ એ કે કૈલાસ અને માનસ સરોવરની આસપાસ તે સમયે ડાકુ ( લુંટારૂ ) લોકોની અત્યંત બીક, અને ત્રીજું કારણ એ હતું કે તિબેટમાં એક એવો રિવાજ છે કે જો જનાવર રસ્તામાં મરી જાય તો અથવા ખોવાઈ જાય તો જેણે એ જનાવર ભાડે લીધું હોય તેણે તેના માલિકને તેની કિંમત આપવી જોઇએ; પરંતુ હું તો હતો સાધુ તેથી જનાવર મરે અથવા ખોવાય તો મારા પાસેથી તેને શું મળે ? યાક ઘોડા અથવા ખચ્ચરની કિંમત રૂ. ૧૦૦ પડે છે.

બે દિવસ તપાસ કરી પણ પત્તો લાગ્યો નહિ. હવે શું કરવું એ વિચારમાં હું પડયો, ત્રીજે દિવસે રાત્રે મેં નિશ્ચય કર્યો કે " આવતી કાલે કૈલાસ જવા નીકળવુંજ, ભલે ગમે તેમ થાય." બીજે દિવસે સવારે હું ગુફાની બહાર આસપાસનું તથા નદીનું સૌન્દર્ય જોતો અને આજે બપોરે કોઈ પણ ન આવે તો પણ હું તો એકલો આગળ જઇશ એવો મારા મનમાં નિશ્ચય કરતો ઉભો હતો, એટલામાં પરમા ભુટીઓ એક મધ્યમ વયના હુણિયાને લઇને આવ્યો, અને મને કહ્યું કે " આ માણુસ તમારી સાથે ઉપર આવવા તૈયાર છે, તેને આખા રસ્તાની માહિતી છે, ભાર ભરવા માટે તેની પાસે ગધેડા છે, તે જો કદાચ રસ્તામાં મરે કે કોઈ તેને લઈ જાય તો તેની જવાબદાર માલિક તેને માથે લે છે." આ સમાચાર સાંભળી મેં સદ્‌ગુરૂને પ્રેમથી નમ-

સ્કાર કર્યો. તેનું ભાડું નક્કી કરવા મેં પરમા ભુટીઆને કહ્યું. દર માસે રૂ. ૧૫) આપવા એમ ઠર્યું, અને તરતજ મેં તે પ્રમાણે કબૂલ કર્યું. પછી તેણે એક માસનો પગાર અગાઉથી માગ્યો. રસ્તામાં રખડાવીને ચાલ્યો જઇશ નહિ એવા તેણે સોગંદ લીધા પછી મેં તેને રૂ. ૧૫) આપ્યા, પાછળથી મને માલુમ પડ્યું કે તે માણુસ પૈસાની ભીડમાં આવી ગયો હતો તેથીજ તે થોડે ભાડે મારી સાથે આવવા તૈયાર થયો હતો. તે હુણિયાએ મને કહ્યું કે "આજે બપોરે બે વાગે નીકળશું." આ સાંભળી મને અત્યંત આનંદ થયો. આ વખતે મને શ્રી સમર્થની ઉક્તિ યાદ આવી:-

मनीं धरावें ते होतें । विघ्न अवघें चि नासो नि जातें ।
कृपा केलियां रघुनाथें । प्रचीतयेते ॥

અર્થ-મને ધાર્યું જે કામ થાશે સહુના,
થશે દુઃખનો નાશ ભારે સહુના;
કૃપા તે રઘુનાથની જો હશે તો,
થતી ખાતરી સૌની સ્વાનુભવે તો. ૧

આ ઓવીના સત્યનો અનુભવ થતાં પ્રેમાશ્રુથી મારાં નેત્ર ભરાઈ આવ્યાં અને આર્દ્ર હૃદયે મેં શ્રીસદ્‌ગુરૂ ચરણનુ સ્મરણુ કર્યું અને પુનઃ એકવાર મનથી નમસ્કાર કર્યો.

બપોરે બાર વાગે ભોજન કાર્ય આટોપી સઘળો

ામાન બાંધી કપડાં પહેરી અમે અમારા તિબેટી ભોમી-
ાની રાહ જોતા ગુફામાં બેઠા. તે બે વાગે આવનાર હતો
ણ ત્રણ વાગ્યા, ચાર વાગ્યા, પાંચ વાગ્યા, પણ તેનો પત્તોજ
હિ. મેં તેની ખોળ કરવા માણસ મોકલ્યું. છેવટે છ વાગે
ઘેડા લઇ તે આવ્યો. મોડું થવાનું કારણ પૂછતાં તે કહે
કોટમાં ઝુંપન સાહેબનું દેવું ભરવું હતું તે ભરવા ગયો
તો.' દિવસ માત્ર પોણો કલાક રહ્યો હતો. ભોમીઆએ
ને કહ્યું. "હમણા તો આપણે અહીંથી રવાના થઇએ
ને અહીંથી દોઢ માઈલ પર નદીને સામે કાંઠે મારૂં ઘર
ત્યાં રાત્રિ રહી સવારે આગળ ચાલશું, હું પણ મારી
યારી કરી લઈશ." તેનું તે કહેવું મને ગમ્યું, પછી
ઘેડા પર સામાન નાખ્યો અને અમે સૌ આગળ ચાલ્યા.
મેં તાકલાકોટ સાડા છ વાગે છોડયું. હું ગુરૂનાદા, મારા
૨ કુલી અને તિબેટી ભોમીઓ સૌ સાથે નિકળ્યા. ગર્બિ-
ાંગ સુધી બે શાળામાસ્તરોની મને સારી મદદ મળી અને
આગળ પરમા ભુટીઆએ મને અત્યંત સહાય કરી. નક્કી
ર્યા પ્રમાણે દોઢ માઈલ પર સૂર્યાસ્ત સમયે નદીને સામે
કેનારે અમો જઈ પહોંચ્યા. અમે એક ખોમાં મુકામ
ર્યો. આ ઠેકાણે નદી ઉપર એક લાકડાનો પૂલ છે.
અમારો હુણિયો ભોમીયો પોતાને માટે પ્રવાસની તૈયારી
રવા પોતાને ઘેર ગયો. ચા વગેરે કરવા માટે તેણે ઝાળાં
ઝાંખરાં લાવી આપ્યાં હતાં. કુલીએ ચા તૈયાર કરી.

ચા પીને હું અને ગુરૂનાદા બાવો વાતો કરતા બેઠાં હતાં એટલામાં અમે બેઠા હતા ત્યાં પરમા ભુટીઓ અને એક વૃદ્ધ સાધુ ત્યાં આવ્યા. એ વૃદ્ધ સાધુને જોઇને મેં એને બેસવા માટે આસન આપ્યું અને કુલીને ચા તૈયાર કરવા કહ્યું. પરમા ભુટીઆએ મારી અને તેની ઓળખાણ કરાવી તે ઉપરથી મને સમજાયું કે મોરપંખી નામનો એક સાધુ મથુરાથી કૈલાસની યાત્રાએ આજ બાર વર્ષથી દરવર્ષ જાય છે, તેજ આ વૃદ્ધ સાધુ. મને તે મોરપંખી બાવાને જોઇને અત્યંત આનંદ થયો. એક તપ પર્યંત ( બાર વર્ષ સુધી ) પ્રતિવર્ષ કૈલાસ અને માનસસરોવરના દર્શન કરી, કૈલાસ-પર્વત પર એક દોઢ માસ કૈલાસનાથનું ધ્યાન કરવા બેસવું એવો તેનો સંકલ્પ હતો. એ પ્રમાણે બાર વર્ષ પૂરાં કરી શ્રીકૈલાસ અને માનસસરોવરનાં છેલ્લાં દર્શન કરી મોરપંખી બાવા પાછા જતા હતા. તાકલાકોટ જતાં રસ્તામાં તેને પરમા ભુટીઓ મળ્યો. તે વખતે તેણે મારી હકીકત તેને કહી. તે સાંભળી મને મળવાની તેણે ઇચ્છા દર્શાવી અને તે ઉપ-રથી તે તેને લઇને મારી પાસે આવ્યો હતો. બાવાજીએ કૃપા કરી મને દર્શન આપ્યાં તેથી હુ પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો. ચા તૈયાર થઇ ત્યાં સુધી હિંદીમાં આડી અવળી વાતો ચાલી. “ આ કૈલાસનો પ્રસાદ છે ” એમ કહી તેણે મને થોડી મૃત્તિકા ( માટી ) આપી. તે મેં અત્યંત પ્રેમ અને આદરથી મારે માથે મૂકી. બરફ પર ચાલતાં

ઠંડીથી અત્યંત ત્રાસ થતાં અંગમાં ગરમી લાવવા માટે 'વિશ પાષાણુ' નામની ઔષધિ તેણે મને આપી અને આશીર્વાદ દીધો. મેં ધરેલ ચા અને સતુ તેણે ખાધાં અને ધૂમ્રપાન કરી તે આગળ તાકલાકોટ જવા નીકળ્યા. તેનો સહવાસ મને સુમારે કલાક દોઢ કલાક થયો. પૂલ સુધી તેની સાથે જઇ મેં તેને પ્રેમથી રજા દીધી. બાવાજીને બહુ આનંદ થયો.

મોરપંખી બાવા લગભગ સાઠ વર્ષના હતા, તેનો બાંધો એકવડીઓ હતો, મસ્તક પર એક મોટી જટા હતી, અને આખે શરીરે ભસ્મ ચોળી હતી, પગમાં કેનવાસના બૂટ હતા, અને શરીર પર બકરીના ચામડાનો ઝભો (બખુ) હતો, પાસે એક મોટો ચીગીઓ તથા કમંડળ હતાં, કમંડળમાં ઘી હતું. બાવાજી રોજ સાઠ માઈલ ચાલતા હતા! દર્ચિનથી તાકલાકોટ તે એક દિવસમાં જતા. હું ગયા પહેલાં બે માસે તે ઉપર ગયા હતા, તે વખતે 'લિપુપાસ' વચ્ચે અતિશય બરફ હતો, તેથી બકરાં શિવાય કોઈ જઇ શકતું નહોતું. શરૂઆતમાં તે મોરનાં પીછાં ભરાવેલી ટોપી પહેરતા હતા તેથી તેનું નામ મોરપંખી પડયું હતું. આ સાધુ વિષે અસ્કોટના પોલીટીકલ પેશ્કારે મને કંઈ ખબર આપી હતી. મોરપંખી બાવાને જડીબુટ્ટીની માહિતી બહુ છે, એવી તે પ્રાન્તના લોકોની માન્યતા છે; અને તે ખરીજ હશે એમ

મને લાગે છે.

તે રાત્રે અમે અમારી ખોમાં સૂતા. પ્રભાતે પાંચ વાગે પ્રાતર્વિધિ આટોપીને ચા વગેરે લઈને અમે આગળ જવા માટે તૈયાર થઈ ભોમીઆની વાટ જોતા બેઠા, એટલામાં તે આવ્યો. પછી ગધેડા પર સામાન ભરી અમે પ્રવાસ શરૂ કર્યો. કર્નાળી નદીને કાંઠે કાંઠે ગારટોકનો રસ્તો જાય છે, તે રસ્તે અમે ચાલવા લાગ્યા. તિબેટમાં પાકી સડક છેજ નહિ. તાકલાકોટથી ચારેક માઇલ સુધી જેવી તેવી કેડી છે, પરંતુ આગળ તો રસ્તોજ નથી. ત્યાંથી આગળ દિશાને આધારે પ્રવાસ કરવો પડે છે, તેથી તે દેશના ભોમીઆની અત્યન્ત જરૂર પડે છે.

સવારે પાંચ વાગે અમે નીકળ્યા તે વખતે ઠંડી સખત પડતી હતી. રસ્તામાં પત્થરના ઝીણા ઝીણા કાંકરા પગમાં ખુંચવા લાગ્યા, અને ઠંડીથી આખું અંગ ધ્રૂજવા લાગ્યું, તોપણ ધીમે ધીમે ચાલવાની શરુઆત કરી. સૂર્યોદય થયા પછી અંગમાં થોડીક ગરમી આવી. ચાર પાંચ માઇલ ચાલ્યા પછી એક સાંકડા અને તૂટી પડે તેવા રસ્તા પર અમારો ભારવાહક–ગધેડો ચાલતો હતો, તેનો પગ લપસ્યો અને તે, સામાન સાથે કર્નાળી નદીમાં પડયો. નદીમાં પાણી જો કે બહુ નહોતું, પણ તાણ ઘણું હતું તેથી ગધેડો પાણીમાં પડતાંની સાથેજ તણાવા લાગ્યો અને સુમારે વીસ બાવીશ

હાથ તણાયો. હું સર્વથી આગળ હતો અને મને લાગ્યું કે ગધેડો ચોક્કસ મરી જશે, અને સામાન હાથ લાગશે નહિ. હુ તેજ સ્થળે સ્વસ્થ ઉભો રહ્યો. ગધેડો પાણીમાં તણાતો જતો હતો અને તેનો માલિક અને મારો કુલી નદીના કાંઠા પર તે જતો હતો તે દિશામાં ચાલતા હતા. પછી ગધેડો એક ખડક સાથે અથડાઈ અટક્યો. તે વખતે તે મૃતવત્ પડેલો હતો. છેવટે તેના માલિકે અંગ ઉપરથી કપડાં કાઢયાં અને નદીમાં કૂદકો મારી ખુબ મહેનત કરી તે ગધેડાને કિનારે ખેંચી આણ્યો. તે સમય સાડા નવ વાગ્યાનો હતો. નદીમાં બહુ પૂર આવ્યું નહોતું તેથી ગધેડાને બહાર કાઢી શકાયો.

ઠંડીથી અને બરફના પાણીથી તે માલિકનું આખું શરીર લીલું કાચ થઇ ગયું અને ઠરી ગયું. પછી તેણે શરીર પર બકરાના ચામડાનો ઝભો પહેર્યો અને સુમારે અર્ધો કલાક તે સ્વસ્થ પડયો રહ્યો. પછી તેને હુશિયારી આવી. પછી તેણે અને મારા કુલીએ સામે તીરથી આ કાંઠે સઘળો સામાન બહુ પ્રયાસે આણ્યો. પછી અમે સર્વ કપડાં તડકામાં સૂકવ્યાં, અમારી એક પણ ચીજ તણાઇ ગઈ નહોતી, અને ગધેડો પણ બચ્યો. સાથે લીધેલ દીવાસળીનાં બાકસો ભીંજાઈ ગયાં. સતુ અર્ધો પલળી ગયો હતો, તે ફેંકી દીધો અને તે ભોમીઆને, પાછો તાકલાકોટ મોકલ્યો, સતુ

મંગાવી લીધો. એ સ્થળે અમારો મુકામ આશરે છ સાત કલાક રહ્યો. આશરે ત્રણ વાગે અમે આગળ ચાલવા લાગ્યા. રસ્તામાં અમને એક પણ મનુષ્ય કે પ્રાણી મળ્યું નહિ. લગભગ સાત વાગે અમે 'કર્દમખાર' નામના એક નાનકડા ગામડામાં જઈ પહોંચ્યા. આ ગામડામાં બે ત્રણ ઘરની વસ્તી છે. અમે રાતવાસો ખુલ્લા મેદાનમાં કર્યો-પરાણે કરવો પડયો. તે રાત્રે અમે સતુ, ગોળ, અને ઘી એકઠાં કરી ખાધાં; પરંતુ સતુ મને પચ્યો નહી અને તેથી મારૂં પેટ ચડયું, ત્યારથી મેં સતુ ખાવાનું છોડી દીધું. ઠંડી હવાને લીધે મારી ભૂખ ઘટી ગઈ હતી, તો પણ દસ બાર બિસ્કેટ અને ચા લેતો હતો. દરરોજ સુમારે બાર તેર માઇલ ચાલવું પડતું હતું તો પણ મને થાક લાગતો નહિ અને મારી શક્તિ કમી થતી નહિ. તાકલાકોટથી કર્દમ ખાર સુમારે વીસ પચીશ માઈલ છે. અહીં મેં તિબેટી બકરાં અને યાક નામના અસંખ્ય જનાવરો જોયાં. તિબેટી બકરાંઓ બે ચાર જાતનાં થાય છે. તેમાં એક જાત એવી છે કે તે જાતનું બકરૂં દેખાવમાં સુંદર અને નાજુક હોય છે, અને એના વાળ અત્યંત સુંવાળા હોય છે. આ બકરાની ઉંચાઇ સુમારે એક હાથ જેટલીજ હોય છે, આ જાતનાં બકરાનાં બચ્ચાં ઘણાંજ સુંદર દેખાય છે. કર્દમખારમાં અમે આખી રાત મેદાનમાં સૂતા, પણ ઠંડી અતિશય પડતી હતી તેથી ઉંઘ આવી નહિ. ઉપરાંત ત્યાં જુ જેવાં જંતુઓ પેદા થાય

છે તેના ઉપદ્રવથી મને અત્યંત અસ્વસ્થતા રહી. કપડાં કાઢું તો જન્તુઓ કરડે, આથી શરીર પસીનાથી ગંધાવા લાગ્યું અને જન્તુઓનો ત્રાસ એવોજ રહ્યો. આખરે કપડાં કાઢયાં અને ભુટીઆનો ધાબળો શરીર પર ઓઢી પડયો. ઠંડી સખ્ત હતી એટલે મારા દાંત કડકડવા લાગ્યા. મારી આ દશા જોઇ એક હુણિયા બાઇએ મારી પાસે નાની જાતનાં બકરાંનાં આઠ દશ બચ્ચાં આણ્યાં અને મને ઇસારતથી કહ્યું કે તેને પડખામાં લઈ ઉંઘ એટલે તને ઠંડી ઓછી લાગશે. એ પ્રમાણે બે બચ્ચાં વાંસે, બે પેટ પાસે, બે ગળા પાસે અને ચાર પાંચ પગ પાસે રાખી ભુટીઆનો કામળો ઓઢી સૂતો તેથી મને થોડો વખત સારી ઉંઘ આવી, ટાઢ જરા પણ લાગી નહિ. બચ્ચાંઓ આખી રાત સળવળ્યા વગર મારી પાસે પડયાં રહ્યાં.

હું જે સમયે (જુન માસની આખર) તિબેટ ગયો હતો, તે સમયે હજી કામની મોસમ ખુલી ન હતી, તેથી પશ્ચિમ તિબેટમાં હજી ભુટિયા, હુણિયા, જુમલી વીગેરે લોકોની આવ જા શરૂ થઈ ન હતી. તેથીજ અમને રસ્તામાં એક પણ મનુષ્ય મળ્યું નહિ. પ્રભાતે પાંચ વાગે ચા લઇ અમે આગળ ચાલવા લાગ્યા. કર્દમખારથી સુમારે બે ફર્લાંગ ગયા પછી એક નાનકડી ચઢણ ચડી અમે ડુંગરની સપાટી પર આવ્યા. અહીં આગળ માત્ર મેદાનજ નજરે પડે છે.

આ મેદાનમાં અમારી દૃષ્ટિ મર્યાદામાં એક પણ ઝાડ કે ઝાંખરૂં અથવા પાણીનું સ્થળ આવ્યું નહિ. જ્યાં જોઇએ ત્યાં એકલું મેદાન અને ચોમેર ડુંગરો દેખાતા હતા, અમે ડુંગરની સપાટી પર આવ્યા તે સમયે સુર્યનારાયણ અર્ધા ક્ષિતિજ પર આવેલા હતા તેથી જ્યાં ત્યાં સર્વત્ર શાંતિ ભાસતી હતી. અમારી પાછળ હિમાલયના અખંડ બરફથી આચ્છાદિત શિખરો પર તે કોમળ સૂર્યકિરણો પડતાં હતાં તેથી તે શિખરો ચોખ્ખી તાંબાની ધાતુ પેઠે ચળક ચળક ચળકતાં હતાં. જમણી બાજુએ સૂર્યનારાયણના આગમનથી પૂર્વ દિશા પ્રફુલ્લિત થઈ હતી અને શોભાયમાન દેખાતી હતી, સામું લાંબુ અને અમર્યાદિત મેદાન હતું. તેની પેલીમેર વાદળાં, પાછળથી ડોકીયાં કરતાં શિખરો, જાણે હું અજાણ્યો છું તેથી મારા સામે આશ્ચર્ય અને ઉત્સુકતાથી ટીકીટીકીને જોતા હોય એમ મને લાગતું હતું. ડાબી બાજુએ લાંબી લાંબી પર્વતોની ઓળ હતી, તે પર્વતો પર કરાનો વરસાદ વરસી રહ્યો હતો. ટુંકમાં પ્રાતઃકાળનું એ દ્રશ્ય આલ્હાદ દાયક હતું એમાં સંશય નથી. અમો પાંચ જણ શિવાય એક પણ મનુષ્ય પ્રાણી અમારી નજરે આવતું ન હતું. તેજ પ્રમાણે પક્ષીનો શબ્દ પણ કાને પડતો ન હતો. આ પ્રમાણે ચોમેરનું સૃષ્ટિ સૌન્દર્ય જોતા જોતા અમે તે શાંત અને નિર્જન પ્રદેશમાં ધીમે ધીમે ચાલતા હતા. ચાલતાં ઝીણા કાંકરા ખુંચતા હતા તેથી

અત્રે જલદી થાક લાગતો હતો. તેથી મારા કુલી વારંવાર બેસી જતા હતા. બે માઇલ ગયા પછી મારો ભોમીયો પણ થાકયો અને તે ઝટ લઇ નીચે બેઠો. લગભગ અર્ધો કલાક વિશ્રાન્તિ લઇ અમે આગળ ચાલ્યા.

તિબેટની ઉંચાઇ દરિયાની સપાટીથી લગભગ સોળ-હજાર ફુટની છે. આથી ચાલતા વખતે મનુષ્યોને શ્વાસોચ્છવાસ લેતાં મુશ્કેલી પડે છે અને તેથી થાક જલદી લાગે છે અને અર્ધો ફર્લાંગ ચાલ્યા કે હાંફી જવાય છે. તિબેટમાં કેટલીક વાર આખો દિવસ અને આખી રાત્રિ શરીરને વીંજી નાખે તેવો પવન નીકળે છે. તે પવનથી શરીર ફાટી જાય છે અને તરડીયાં પડી તેમાંથી લોહી વહે છે.

છ સાત માઇલ ચાલ્યા પછી નવ વાગ્યાને આશરે અમારી દૃષ્ટિએ એક નાનકડો પાણીનો ઝરો પડયો. આ ઝરા કાંઠે ફરાળ વગેરે કરી થોડી વાર વિશ્રાન્તિ લઇ આગળ જવું એમ મેં મારા ભોમીયાને કહ્યું અને પાસેની એક પત્થરની ભીંતના ઓથે અમે મુકામ કર્યો. પવનના સપાટમાં ઓથ લેવા માટે પત્થર પર પત્થર ચડાવી આ ભીંત તૈયાર કરેલી હતી. આ ઝરાને કાંઠે કાંઠે થોડું એક લીલું ઘાસ ઉગેલું નજરે પડયું. અમારો ભાર ખેંચનાર અત્યંત થાકી ગયો હતો તેથી આ લીલું છમ ઘાસ જોઇ તેને અત્યંત આનંદ થયો, અને તેણે પોતાના સુંદર ગાનથી તે આનંદ

તેણે પ્રદાશત કર્યો. તિબેટમાં પ્રવાસીઓની સગવડ માટે ધર્મશાળા વગેરે કંઇજ નથી. તેથી ઉપર કહ્યા પ્રમાણે પત્થર પર પત્થર મુકી ભીંત જેવી કરેલી આરામ લેવાની જગાઓ સ્થળે સ્થળે નજરે પડે છે. આવે સ્થળે ખુલ્લા મેદાનમાંજ મુકામ કરવો પડે છે. મારો કુલી ચહા તૈયાર કરવાની તૈયારી કરવા લાગ્યો. અમારા ભોજનમાં માત્ર ચહા અને સતુ હતાં. હું તો સતુ ખાતો ન હતો એટલે મારા ખોરાકમાં માત્ર ચહા અને બિસ્કેટ હતાં. મેં અને મારા કુલીએ સુમારે એક કલાકમાં ફરાળ વગેરે આટોપ્યું અને અત્રે આગળ જવા માટે તૈયાર થઈ બેઠા. મારા ભોમીઆએ શુમારે સાડા નવ વાગે જમવાનું શરૂ કર્યું હતું. તેનું ભોજન એટલે ચહા સતુ અને માંસ તે લગભગ પાંચ કલાક સુધી ભોજન કરતો બેઠો રહ્યો. એટલા વખતમાં તેણે પાંચશેર ચહા, પોણોશેર સતુ અને થોડુંક માંસ ખાધું હતું. તિબેટી લોકોની જમવાની રીતિ ગમ્મત ભરેલી છે, તે આ પ્રમાણે. ચાર પાંચશેર પાણી રહે એવું એક વાસણ ચુલા પર ચડાવી તેમાં ચહા તથા માંસના ટુકડા નાખવામાં આવે છે, અને તે સારી રીતે ઉકાળવામાં આવે છે. ચહા તૈયાર થયા પછી એક પ્યાલો ચહા લઇ તેમાં સતુ મેળવી તેના ચાર પાંચ કોળીઆ લઈ તિબેટી જમનાર દસબાર મીનીટ સ્વસ્થ પડયો રહે છે. ફરી એક પ્યાલો ભરી ચહા સાથે સતુ મેળવી તે ખાઈ વિશ્રાન્તિ લે છે. આ રીતે તે ચહાનું પાણી ખુટી જાય ત્યાં

સુધી જમ્યા કરે છે. વચ્ચે વચ્ચે ઉકાળેલા માંસના ટુકડા ખાય છે. તેઓ જ્યારે પોતાના ઘરમાં ભોજન લે છે ત્યારે એક નાનકડા લાકડાના મેજ પર ચહાનાં વાસણો મુકે છે. જ્યાં મેજ નથી મળી શકતું ત્યાં એક મોટો પત્થર ગોઠવી તે પર ચહાનાં વાસણો રાખે છે. તેઓ ચહાનાં વાસણો જમીન પર કદી મૂકતા નથી.

સુમારે બપોરે બે વાગે મારા ભોમીઆએ પોતાનું ભોજન કાર્ય સમાપ્ત કર્યું. પછી મેં તેને પૂછ્યું "હવે આગળ કયારે ચાલવું છે ?" તેણે મને એક વાત કહી. તે વાત દેખીતી રીતે યોગ્ય જણાતી હતી પરન્તુ તેનો હેતુ અમને ફસાવવાનો હતો એમ અમને પાછળથી જણાયું. તેણે મને કહ્યું કે 'અત્યારે આપણે આગળ ચાલશું તો આગળની ખીંણુમાં સન્ધ્યાકાળ થઈ જશે અને પછી આપણે ત્યાંજ મુકામ કરવો પડસે. ત્યાં લુંટારૂઓનો ભય છે અને તે કદાચ આપણુને નુકશાન કરે. તાકલાકોટથી આપણી પાછળજ એક કાફ્લો નીકળેલો છે, તે સાંજ સુધીમાં અહીં આવી પહોંચશે અને પછી આપણે સૌ પાછલી રાતે સાથે નીકળશું. અહીં લુંટારૂઓની લેશ માત્ર ભીતિ નથી. આ કહેવું મને પ્રથમ સાચું લાગ્યું પરન્તુ મારા બે કુલી પૈકી એક સુમારે બાર વર્ષ પહેલાં તિબેટમાં આવ્યો હતો તે મને કહેવા લાગ્યો કે લુંટારૂનો ભય તો આ સ્થળેજ છે. અમને આ જ સ્થળે

લુંટારૂઓ મળ્યા હતા.

ભોમીઆને મેં બહુ સમજાવ્યો પણ તે એકનો બે થયો નહિ. જોકે મારું મન ત્યાં રહેવાનું નહતું પરન્તુ આખરે મારે મારા ભોમીઆનું કહેવું સ્વીકારવું પડયું. તે દિવસે અમે ત્યાં ૨૪ કલાક રહ્યા. તે દિવસ હું એકજ નહિ પણ અમે સૌ હેરાન થઈ ગયા. અમારે સવારે સાડાનવથી સાંજ સુધી સખ્ત તડકામાં પડયું રહેવું પડયું. ગરમીથી શરીર તપી આવ્યું હતું. ઘામ પણ થતો હતો. મોં અને આંખો લાલચોળ થઈ ગયાં હતાં. ઉની ઉની લૂ વાતી હતી. માત્ર વચ્ચે વચ્ચે વાદળું આવતું તેથી જરા પવન વાતો અને ઠંડી લાગતી. ટુંકમાં આખો દિવસ સખ્ત તાપ સહન કરવો પડયો અને તે નિર્જન મેદાનમાં તડફડીઆં મારતાં દિવસ કાઢયો. શુમારે ત્રણ વાગે દૂરથી બે માણસો યાક (વનગાય) પર બેસીને અમારી તરફ આવતા દેખાયા. ભોમીઆએ કહ્યું કે કાફલો આવે છે. આ સાંભળી અમને અત્યન્ત આનંદ થયો. પણ તેઓ સાથે બકરાંઓનું કે યાકનું ટોળું હતું નહિ. કાફલો કદી એકલો હોતો નથી કારણ કે તિબેટી લોકોનો રોજગારજ બકરાં અને યાક પર હોય છે. થોડીક વારમાં તે બે માણસો પણ અદૃષ્ય થઈ ગયા. અને સૌ નિરાશ થયા. અમે અમારા ભોમીઆને પૂછવા લાગ્યા. તે દસબાર પથરા માંડી એક બે એમ કંઇક ગણવા લાગ્યો,

જમીન પર ત્રિકોણુ વર્તુળ વગેરે આકૃતીઓ કાઢી અને પછી વિચાર કરતો હોય તેવો દેખાવ કરી બોલ્યો 'ચોકસ, સાંજ સુધીમાં કાફલો આવી પહોંચશે.' મને તેનું કહેલું સાચું લાગ્યું નહિ. મેં તેના કહેવા તરફ લક્ષજ ન આપ્યું. ગરમીમાં મારા કુલીઓ ગોદડી પાથરી નિરાશ થઈ પડયા હતા. ગુરુનાદા બાવા મારી પાસે પાઠ કરતા માથા પર મારવાડી પાગડી ઓઢીને આંખો બંધ કરી શાન્તિથી બેઠા હતા. અને હું છત્રી ઓઢી શ્રીગુરુચરણનું ધ્યાન કરતો ઉત્તર તરફ મોઢું રાખી બેઠો હતો. સામી બાજુએ શરીર પર (બખુ) ચામડાનો ઝભો પહેરી મારો ભોમીઓ નિરાંતે ઘોરતો હતો. પાંચ વાગ્યા, છ વાગ્યા, પણ કાફલો આવ્યો નહિ. આવેજ કયાંથી? 'मूलंनास्तिकुतः शाखा.' ભોમીઓ પણ નિરાશ થયો. પછી તેણે કહ્યું કે રાત આપણે અહીંજ ગાળવી અને પાછલી રાત્રે આગળ ચાલવું.' મેં કંઇ પણ ઉત્તર આપ્યો નહિ.

સાત વાગવાનો સમય થયો. મારો ભોમીઓ, તેનો ગધેડો ચરતો ચરતો બહુ દૂર ચાલ્યો ગયો હતો તેથી તેને શોધવા માટે ઝડપથી પૂર્વ દિશાએ ગયો હતો. બન્ને કુલી અને ગુરુનાદા બાવા આસપાસ જોતા જોતા બેઠા હતા, અને હું, પશ્ચિમ દિશામાં પ્રખર સૂર્ય ક્ષિતિજની નીચે જતો હતો તે જોતો, અને સાયંકાળનું સૃષ્ટિસૌન્દર્ય અવલોકતો

અને સૃષ્ટિકર્તાની કૃતિનો સાશ્ચર્ય અને આનંદિત અંતઃકરણથી વિચાર કરતો બેઠો હતો. સંધ્યાકાળે બપોરનો સખ્ત તાપ નરમ પડયો હતો પણ શરીરને વીંઝી નાખે તેવો પવન જોરથી વાવાની શરુઆત થઈ. તેથી ઠંડીની પણ થોડી થોડી શરુઆત થઈ. સૂર્ય અસ્ત થયા પછી આકાશમાં થોડા થોડા તારા દેખાવા લાગ્યા. આ સમયે ગુરુનાદા બાવાને દૂર પૂર્વ દિશામાં કોઇ આવતું હોય એમ લાગ્યું અને તુરતજ મને તે વાત કહી. તે વખતે અમારી સર્વની દૃષ્ટિ તરફ ખેંચાઇ. થોડી વારમાં અમને લાગ્યું કે બે ઘોડેસ્વારો પૂર જોસથી અમારા તરફ આવે છે, અને શુમારે પંદર વીસ મિનીટમાં તો તે અમારી સામે બે ચાર હાથને અન્તરે આવીને ઉભા રહ્યા. તે બન્ને પૈકી એક મનુષ્યનું વય ચાલીશ વર્ષનું હતું અને બીજો મનુષ્ય પચીશ વર્ષનો હતો. બન્નેની પાસે બંદૂક, તરવાર, ભાલો, કટાર ખુકરી વગેરે હથીઆરો હતાં. તેઓના ચહેરા ચપટા અને ઉગ્ર હતા. માથા પર વાળ, જંગલી માણુસ પેઠે, જાડા અને વિખરાએલા હતા. શરીરનો બાંધો મજબૂત હતો. તેના ઘોડા ઘણા પાણીદાર અને મજબૂત હતા. તિબેટી ઘોડા બહુ ઉંચા હોતા નથી. બે હથીઆર બંધ અજાણ્યા મનુષ્યોને અમારી સામે ઉભેલા જોઈ પ્રથમ તો અમે મુંઝાઇ ગયા. મારા કુલીને તો બહુજ ભય લાગ્યો. ઘોડા પર બેઠા બેઠા તેઓ અમારા સામાન તરફ જોયા કરતા હતા. પછી કેટલીક વારે તેમાંના

એકે અમને પૂછ્યું 'તમે કોણ છો ? ક્યાં જાઓ છો ? અને તમારી પાસે શું છે ?' તેમના વર્તનપરથી હું અને ગુરુનાદા બાવો તેનો હેતુ સમજી ગયા હતા. જે કુલીને થોડી ઘણી તિબેટી ભાષા આવડતી હતી તે એટલો બધો ગભરાઈ ગયો હતો કે તેના મોંમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. ગુરુનાદા બાવાએ હાથ ઉંચા કરી આશીર્વાદ દેવાનો દેખાવ કર્યો અને હું નીચે પ્રમાણે બોલ્યો "કાશી લામા માનસ સરોવર કૈલાસ." મારા આ શબ્દો સાંભળી જુવાન આદમીએ, હસતાં હસતાં મારા સામે ટીકી ટીકીને જોવા માંડયું. હું આસન વાળી બેઠો હતો. કંઇ પણ ન બોલતાં બન્ને જણાએ, ઘોડાપર બેઠાં બેઠાં માથાં નમાવી અમને સલામ કરી અને આવ્યા હતા તેજ માર્ગે ચાલતા થઇ ગયા. થોડી વારમાં તો ટેકરી પર ચડી અદૃષ્ય થઇ ગયા.

એટલામાં અમારો ભોમીઓ એક હાથમાં કાંટાનું ઝાંખરૂં અને બીજા હાથમાં ગધેડાનો કાન ઝાલી આવતો દેખાયો. મારા કુલીએ તેને સઘળી હકીકત કહી પરન્તુ તેણે તે કાનતળે કાઢી નાખી. તે વખતથી તેના પરનો મારો વિશ્વાસ ઓછો થયો અને હું તેના તરફ શંકાથી જોવા લાગ્યો.

શરીરને વીંજી નાખે એવો વખત વધારે જોરથી ફૂંકાવા લાગ્યો. ઠંડી પણ પોતાનું ખરું સ્વરૂપ અમને બતાવવા લાગી. ભોમીઆએ પોતાનાં અને કુલીએ અમારા માટે,

ખાણાની તૈયારી કરી. એક કલાકમાં અમે અમારું ભોજન કાર્ય પૂર્ણ કર્યું. ભોમીઆએ અમારી સાથેજ લગભગ ચાર-પાંચ મીનીટ મોડું, પોતાનું ભોજન કાર્ય આટોપ્યું અને તુરતજ તે ઘસઘસાટ ઉંઘવા લાગ્યો. આટલી બધી ઉતાવળથી તેણે જમી લીધું તેથી મને આશ્ચર્ય થયું, પરન્તુ પાછળથી સહવાસથી માલૂમ પડયું કે તે પોતાનું રાત્રિ ભોજન જલદીથી કરી લેતો અને એકદમ સૂઇ જતો. ત્યાં ઠંડી હતી તેથી ઉંઘવાની અમારી રીતિ જરા વિચિત્ર હતી. પીઠ આકાશ તરફ રાખી, હાથપગ પેટ પાસે લાવી, ટુંટીઆં વાળી પડયા રહેવાનું હતું. માત્ર માથા નીચે કંઇક ટેકો રાખતા હતા. જમીન પર ચામડું તે પર શેત્રંજી, તે પર એક ગોદડી અને તે પર એક ઓછાડ એ રીતે અમે અમારી પથારી તૈયાર કરતા હતા. શરીર પર કપડાં તો પહેરીજ રાખતા. ઓઢવા માટે એક ધાબળી અને ભુટીઆ ધાબળો હતાં. આ રીતે અમે સુતા હતા. સુતા પહેલાં મેં ગુરુનાદા બાવાને કહ્યું કે " જેણે આપણને અહીં સુધી સુખરુપ આણ્યા છે તેજ આગળ જતાં અને સર્વત્ર આપણું રક્ષણ કરનાર છે, તેની પ્રાર્થના કરીને અને તેના પર વિશ્વાસ રાખીને સ્વસ્થ ઉંઘો." હું પણ શ્રીસદ્‌ગુરુ મહારાજના ચરણોનું સ્મરણ કરીને તેના ચરણકમળનું ધ્યાન કરતો કરતો ઉંઘી ગયો. અમે ચારે જણ એકદમ પાસે પાસે સુતા હતા. ભોમીઓ જરા દૂર પણ એકજ હારમાં સુતો હતો. ગધેડો તેના માથા

પાસેજ રાખી રાત ઉભો રહ્યો હતો. પંદર મિનિટે અમારા-માંનો કોઇને કોઇ જાગી જતો હતો. તે રાત્રે બરફ પડતો હતો તેથી અર્ધા અર્ધા કલાક અમારે અમારાં શરીર પર પડેલ બરફને દૂર કરવો પડતો હતો. આખી રાત્ર બરફ પડતો રહ્યો અને પવન બહુ જોરથી વાતો હતો તેથી ઠંડી બહુ લાગી. શરીરનો એકાદ ભાગ જો ભૂલથી ઉઘાડો રહી ગયો તો તે ઠંડીથી બહેરો ખોડ થઇ જતો હતો, એટલી સખ્ત ઠંડી હતી. દિવસે દસ કલાક સખ્ત ગરમીમાં રહ્યા અને રાત્રે દસ કલાક સખ્ત ઠંડી અને બરફમાં કાઢયા. ઉપરાંત લુંટારૂઓનો ભય વચ્ચે વચ્ચે મનને અસ્વસ્થ કરી નાખે તે જુદું. અમો પરોડીયે ચાર વાગે ઉઠયા તે વખતે દરેકની આજુબાજુ અર્ધો અર્ધો ઇંચ બરફ ઝામ્યો હતો. ભોમીઓ ઘોરતો હતો. તેના ચામ-ડાના ઝભા પર પુષ્કળ બરફ એકઠો થયો હતો.

આ રીતે અમે તે દિવસે વીસ કલાક સુધી ટાઢ તડકો સહ્યાં. સહ્યાં એટલે સહન કરવાં પડયાં; બીજો રસ્તોજ ન હતો.

પરોઢીએ ચાર વાગે હું એકલોજ પહેલ વહેલો જાગ્યો, અને ઓઢીને બેઠો; તે વખતે બ્રાહ્મ મુહૂર્ત હતું. સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય હતું, આકાશ વચ્ચે વચ્ચે મેઘાચ્છાદિત હતું અને કયાંક તારા ચમકતા હતા. પૂર્વે, દક્ષિણોત્તર ક્ષિતિજથી જરા ઉપર, આછી પણ આખી મેઘપંક્તિ હતી. તે મેઘપંક્તિની ઉપરની બાજુએ, ચંદ્રમા વર્તુળાકારે અર્ધાથી

વધારે બહાર આવ્યો હતો અને તેની પાસેજ એક તેજઃ-પુંજ તારો ચમકતો હતો, મને લાગે છે કે તે તારો શુક્રનો હોવો જોઈએ. પ્રિય વાચક! તે સમયના તે દેખાવની અને તેથી મને થયેલા આનંદની તમેજ કલ્પના કરો! પ્રાતઃકાળનો સમય, ચંદ્રપ્રકાશ, ચંદ્રમા અને એક તેજ:પુંજ તારાનો જો કે એકદમ પાસે નહિ તોપણ નજીકનો સહવાસ, ક્ષિતિજ ઉપરની તે મેઘપંક્તિ, તે શાન્તિનુ સામ્રાજ્ય, તેવીજ રીતે ક્ષિતિજ અને મેઘપંક્તિથી મર્યાદિત થયેલ તે હિમાંશું, ચોમેર બરફથી આચ્છાદિત પર્વતનાં શિખરો, ચોમેર પાદર પ્રદેશ, વિસ્તારવાળું અને ગંભીર દેખાતું મેદાન, અને તેવુંજ તારાગણોથી વ્યાપ્ત આકાશ, આ સર્વ પરિસ્થિતિ જોઇને મારા મનની સ્થિતિ કેવી થઈ હશે તેનુ તે સમયનું,—તે મોહક પ્રસંગનુ, અને તે વિરાટ્ પુરુષના તે સ્વરૂપનું યથાર્થ વર્ણન કરવાને આ લેખક ખરેખર અસમર્થ છે. સ્વાનુભવ વિના જે આનંદ અનુભવી શકાય નહિ, તેવા આનંદની ઝાંખી કલ્પના માત્ર લેખન અથવા સંભાષણ દ્વારા કરાવી દેવાના પ્રયત્નમાં યશ મળે તે મારા મતથી અશક્ય છે. આ સમયે વીશ કલાક અસહ્ય શીતોષ્ણુતા સહન કરવાનું સાર્થક થયું એમ મને લાગ્યું. હું આનંદ સાગરમાં તરવાથી દેહ ભાવ ભુલી ગયો.

છ વાગે જાગૃત થયા પછી અમે આગળ માર્ગ કાપ-

વાની શરૂઆત કરી. ઉક્ત સ્થળે આખો દિવસ મુકામ કરવાની મારા ભોમીઆએ જુદી જુદી યુક્તિઓ રચેલી તે હકીકત આગળ આવી ગઈ છે. તે યુક્તિઓ રચવાનું અને અમને ફસાવવાનું કારણ કહેવાનું રહી ગયું છે. તેનું કારણ બીજું કંઈ નહોતું પણ એક તો તેનું ગધેડું થાકી ગયું હતું તેથી તેને વિશ્રાન્તિ આપવાની તેની મરજી હતી, અને બીજું તે સ્થળે લીલું ઘાસ ઉગેલું હતું તે ગધેડાને ચરાવવાની ઇચ્છા હતી. કારણ કે આગળ કૈલાસ પર્વત પહોંચતાં સુધી, જનાવરને ખાવાનું મળવું અશક્ય હતું. ઉપલાં કારણો મારા પણ લક્ષમાં હતાં અને તે મેં તેને કહી પણ બતાવ્યાં હતાં. પરન્તુ તે શા માટે કબુલ કરે ! તેણે આ કારણો હોવાનું બીલકુલ કબુલજ કર્યું નહિ. પછી મેં પણ વધારે આગ્રહ કર્યો નહિ.

સુમારે છ વાગે અમો આગળ ચાલવા લાગ્યા. રસ્તો અત્યન્ત કાંકરીવાળો, અને ખરાબ હતો. તે દિવસે સુમારે ત્રણ કલાક અમારે ઉંચા નીચા પત્થરના ટેકરાવાળા રસ્તા પર ચાલવું પડ્યું. ચાલતાં, તે ટેકરા પર સમતોલ ન રહી શકવાથી હું બે વાર પડયો, પરન્તુ વધારે લાગ્યું નહિ. આ રસ્તાપર ચાલતી વખતે માણસે નીચે જોઇને અને બરાબર ધ્યાન રાખીનેજ ચાલવું જોઇએ. તે વિકટ રસ્તો પુરો થયા પછી એક નદી આવી. અમારે તે નદીની પેલી પાર

જવાનું હતું. તે વખતે સવારના આઠ થવા આવ્યા હતા, તેથી નદીમાં જો કે પાણી વધારે નહોતું પણ તે અતિશય ઠંડું થઈ જવાથી તે વખતે તેમાં પગ મુકવો એ મૃત્યુ સમાન લાગ્યું. ઠંડી પણ સખત હતી. તે વખતે મને મારા યુવાન કુલીએ, અને ગુરુનાદ બાવાને પેલા ભોમીમાએ પોતાના વાંસા પર બેસારી અમને નદી પાર કર્યો. નદીનો પ્રવાહ મોટો હતો પરંતુ પાણીનો પ્રવાહ ઘણોજ ન્હાનો એટલે જેમ તેમ દસ બાર હાથ હતો. સામે કાંઠેથી આગળ જતાં થોડા વખત તો અમને કંઈ તકલીફ પડી નહિ પરન્તુ નવ વાગ્યાને સુમારે જેમ જેમ ઉંચેથી ગરમી પડવા લાગી, અને અમે નીચે તપેલા પત્થરથી દાઝવા લાગ્યા તેમ તેમ ચાલતાં ચાલતાં અમને ઘણી વિપત્તિ પડી. સુમારે વીશ મિનીટમાં અમે નદીનો પટ ઓળંગી ગયા અને આરામ માટે ડુંગરની તળેટીમાં બેઠાં. તેજ ડુંગર ચડીને અમારે ઉપર જવાનું હતું.

અમો ડુંગર ચડવાનો આરંભ કરતા હતા એટલામાં આગળ અને પાછળની ટેકરીઓની બાજુથી ઘોડાનો અવાજ અમારે કાને પડયો. કોણ આવે છે એ જોવા માટે અમે પાછળ જોયું તો અમારી આસપાસ વીશ પચીશ ઘોડે સ્વારો આવી ખડા થઈ ગયા, અને તેમની વચ્ચે અમે સપડાઇ ગયા છીએ એમ અમને ભાસ્યું. તે પ્રસંગ વાણીનો ન હતો.

અમને હથીઆર બંધ લુંટારાઓએ ઘેરેલા છે એ લક્ષમાં આવતાંજ અમે સર્વ યમદરબારમાં જશું એ કલ્પના મનમાં આવી ઉભી રહી; પછી વિચાર શું કરવો? પ્રથમ તો હું મૃત્યુની કલ્પનાથી ગભરાયો; શરીરમાં ધ્રૂજ વછુટી અને પગથી માથા સુધી પસીનાથી નાહી ગયો; પરન્તુ તુરતજ ભાનમાં આવ્યો. નેત્ર બંધ કરી શ્રી સદ્‌ગુરુ મહારાજના ચરણકમલનું ધ્યાન કર્યું અને મનથીજ સાષ્ટાંગ નમસ્કાર કરીને મહારાજની મૂર્તિ હૃદયમાં સ્થિર કરીને શ્રી કૈલાસ અને માનસ સરોવર તરફ મુખ કરીને નીચે જમીન પર પદ્માસન કરીને સ્વસ્થ બેઠો. મારા કુલીની, ભોમીયાની અને ગુરૂનાદ બાવાની શી અવસ્થા થઈ તે તરફ મારૂં લક્ષ નહોતું તેથી તેની મને ખબર રહી નહિ. કેટલીક વારે તેઓ-માંનો એક આશરે પાંત્રીશ ચાલીશ વર્ષની ઉમરનો મજબુત બાંધાનો અને રાક્ષસી મુદ્રાવાળો મનુષ્ય તરવાર કાઢી, અતિ ક્રોધથી મારી નજીક આવ્યો અને તેણે ઇશારતથી મને પૂછ્યું કે તું કોણ? ક્યાં જાય છે? તારી પાસે શું છે? વગેરે. મેં પણ તેને ઇશારતથી કહ્યું કે હું "સાધુ" છું કાશીથી આવ્યો છું અને કૈલાસ જાઉં છું. અમારી પાસે ખાવાને માત્ર જવનો લોટ છે. પૈસા વગેરે એવું અમારી પાસે કંઈજ નથી. તે પછી તરવાર હલાવીને તેણે ઈશાર-તથી મને કહ્યું કે તમો સર્વને ઠાર મારીને અમો તમારાં કપડાં અને ખાવાનો સર્વ સામાન લૂટી લઈશું. આમ બોલતાં

બોલતાં તેણે ચાર જણુને ઘોડા ઉપરથી ઉતરી તરવાર કાઢવાની ઇશારત કરી. તે વખતે મને લાગ્યું કે મારૂં મૃત્યુ ચોક્કસ સમીપ આવ્યું છે. ફરી એક વાર શ્રી સદ્ગુરુના નામનો જયજયકાર કરી મનથીજ મહારાજને, શ્રી કૈલાસ નાથને, અને માનસ સરોવરને સાષ્ટાંગ નમસ્કાર કર્યા, અને આંખ મીંચી ડોક થોડીક આગળ કરી બેઠો. પછી શું થયું તે શ્રી નારાયણ પ્રભુને માલુમ. સુમારે વીશેક મિનીટે હું શુદ્ધિમાં આવ્યો. મારાં નેત્ર પ્રેમાશ્રુથી ભરાઈ આવ્યાં. અતિશય પ્રેમથી કંઠ ભરાઇ આવ્યો અને શરીરમાં રોમાંચ ઉભાં થઈ ગયાં અને શરીર ડોલવા લાગ્યું. મેં ખુબ મોટેથી રોવાનો પ્રયત્ન કર્યો પરંતુ હોઠ બહાર અવાજ આવ્યોજ નહિ. ફરીવાર હું બેશુદ્ધ થઈ ગયો. સુમારે પાંચ મિનીટે મેં નેત્ર ઉઘાડી સામું જોયું તો મારી દૃષ્ટિએ શું આવ્યું ? જે મનુષ્ય તરવાર કાઢી મને ઠાર મારવા માટે હાથ ઉંચો કરી મારી નજીક ઉભો હતો તે મારી સમીપ ઘુંટણીએ પડીને બે આંગળી ઉપર કપાળ રાખીને જમીન ઉપર માથું રાખીને બેઠેલો હતો. તેના હાથમાંની તરવાર નીચે પડી હતી. જે ચાર પાંચ જણુને તરવાર કાઢી ઘોડા ઉપરથી ઉતરતાં મેં જોયા હતા તેમણે તેમની તરવારો મીયાનમાં નાખી હતી અને મારા કુલીને, મારા ભોમીયાને અને ગુરૂનાદ બાવાને પવન નાખતા તેઓ બેઠા હતા. બીજા લુંટારા સાશ્ચર્ય પરંતુ નમ્રપણે પોતપોતાના ઘોડાની લગામ હાથમાં ઝાલી જમીન

ઉપર ઉભા હતા. મેં આંખો ઉઘાડી આનંદિત ચહેરાથી એક વાર સર્વ દિશામાં જોયું અને ઉભો થયો. તે વખતે સર્વ ડાકુ પોતપોતાના ઘોડા પર બેઠા, અને તેમનો મુખ્ય માણસ મારી આગળ જમીન ઉપરજ ઉભો રહ્યો અને ઈસારતથી તેણે મને કહ્યું કે 'તમે હવે જરા પણ બ્હીશો નહિ. અમારા દોષ માટે માફી આપશો.' એમ કહીને તેણે અમને ચહાનો ડબ્બો, સતુ અને માંસની ભેટ આપી અને આગળ જવા માટે પોતાનું ઘોડું દીધું, પરંતુ મારે યાત્રા પગે ચાલીનેજ કરવાની હતી તેથી ઘોડાનો કંઇ ઉપયોગ નથી, માસ હું ખાતો નથી તેથી માંસ મારે ઉપયોગનું નથી, ચહા મારી પાસે પુષ્કળ છે, એટલે ચહા પણ નહિ જોઇએ એમ મેં તેને ઇસારતથી જણાવ્યું. માત્ર સતુ લીધો. પછી મેં પેલા ડાકુના મુખીને ઈસારતથી પૂછયું કે તેં મને કેમ ન મારી નાંખ્યો ? ત્યારે તેણે ઇસારાથીજ મને કહ્યું કે તમે જ્યારે આંખો બંધ કરી સ્વસ્થ બેઠાં ત્યારે મારી દ્રષ્ટી તમારા મુખ ઉપર પડી એટલે તમે મને એક ન્હાના બાળક જેવા દેખાણા તેથી મારા હાથમાંથી તરવાર ગળી પડી. તમારા ચહેરા તરફ જોઈ મને મોહ ઉત્પન્ન થઇ મારૂં અંતઃકરણ ભરાઇ આવ્યું. આ સાંભળવાથી મારા મનની કેવી સ્થિતિ થઈ હશે વારૂ ? પ્રિય વાચકો ! હું ફરી ક્ષણવાર દેહભાન ભૂલી ગયો. **अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते । तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥**

એ ભગવદ્ વચનનો મને પૂર્ણ અનુભવ થયો. પછી ડાકુ લોકની ટોળી કર્દમખાર તરફ ગઈ, એ ડાકુ પૈકી એક માનસ સરોવરની દિશામાં જોરથી ઘોડો દોડાવતો ગયો. પછી હું મારા કુલી પાસે ગયો. તે સર્વ જણ હજી થોડી થોડી બેશુદ્ધિમાં હતા.

કુલીને મેં ખુબ મારીને હલાવ્યો એટલે ચારે જણ ઉઠી બેઠા થયા, "અને ડાકુ લોક ગયા કે? મૃત્યુના મુખ-માંથી બચ્યા કે?" એવું બોલવા લાગ્યા. મેં તેમને ધીરજ આપીને કહ્યું કે "પરમેશ્વરના મનમાં આપણને મારવાનું નહિ હોય, નહિ તો આપણ મનુષ્યનું શું ચાલે?" આ સાંભળીને તેમને ધીરજ આવી. મૃત્યુની ભીતિથી તેઓ છેક કાળા-મેશ જેવા થઈ ગયા હતા. કેવું આશ્ચર્ય! કાળ આવ્યો હતો પણ સમય આવી લાગ્યો નહોતો! તે મૂર્તિ-મંત કાળદૂત તરવાર ઉગામી અમારાપર ધસ્યો તે વખતની અમારી માનસિક અને શારીરિક સ્થિતિની વાચકોએજ કલ્પના કરી લેવી. આ ડાકુ લોક અતિશય ક્રૂર અને નિર્દય હોય છે. આ જંગલી લોક આગળ નરમાંસ ખાતા હતા એમ કહેવાય છે. માણસ તેની સઘળી વસ્તુ તેને સ્વાધીન કરી દે તો પણ તે તેને જીવતો મુકે નહિ. તેઓની માન્યતા છે કે સાધુ, સંત, વ્યાપારી, કે કોઈ મળે તેને લુંટવો અને ઠાર મારવો અને મનુષ્ય વધના પાપમાંથી મુક્ત થવા કૈલાસ

પર્વતની પ્રદક્ષિણા કરવી. આ લોક પહેલાં તિબેટ, ચીનની સરહદ, તાર્તરીની સરહદ અને પશ્ચિમ તિબેટ એટલામાંજ વિચરતા હતા.

અમે ત્યાં રોકાયા નહિ. કારણ કે ભોમીયાએ કહ્યું કે "આ ડુંગર ચડીને ઉપર જશું એટલે (રાકસ્તાલ) નામનું એક સરોવર આવશે. તેને કાંઠે આપણે જમશું અને પછી આગળ જશું. હું ધીમે ધીમે ચઢણ ચડવા લાગ્યો. તે વખતે દશ વાગ્યાનો સુમાર હતો. ચઢણ ચડવામાં લગભગ પોણો કલાક ગયો. રસ્તે સસલાં, ફીયાં (સસલા જેવી જાતનાં જનાવરો) મોટા મોટા જંગલી ઉંદરો વગેરે જનાવરો અહીંથી તહીં જતાં અમારી નજરે પડયાં. ફીયા એ તીબેટમાં થતું સસલા જેવું જનાવર છે, પરંતુ તેનો રંગ તપખીરીયા છે, તેના વાળ અતિશય નરમ હોવાથી તેનું ચામડું નરમ હોય છે. તિબેટના લોક તેના ચામડાની માથે નાંખવાની ટોપીઓ ખાસ કરીને કરાવે છે. સુમારે અગીયાર વાગે રાવણહૃદ (રાકસ્તાલ) સરોવર, ડુંગરની સપાટી ઉપરથી અમારી દૃષ્ટિએ આવ્યું. અને એની પેલી મેર વાવ્ય દિશામાં શ્રી કૈલાસ પર્વત અસ્પષ્ટ પણે દેખાતો હતો. માનસસરોવર દેખાતું ન હતું. તિબેટી લોકમાં એક એવી માન્યતા છે કે જે જે સ્થળે આવી ચઢણ ચડીને જવું પડે અથવા વિકટ માર્ગ આવે તે તે સ્થળે દેવનું નિવાસ



રાકસ્તાલના છેટેથી દેખાવ.

સ્થાન હોય છે.

આવા સ્થળે એક પત્થરનો મોટો ઉંચો ઢગલો કરેલો હોય છે, અને તે પર એક લાકડી ખોડેલી હોય છે. જેના ઉપર પુષ્કળ ભિન્નભિન્ન રંગરંગનાં ચીંથરાં બાંધેલાં હોય છે. તે લોકો આવા સ્થળે જાય ત્યારે મોઢેથી કાંઇ પપડાટ કરતાં પત્થરના ઢગલામાં એક બે પત્થર ઉમેરે છે અને ત્યાંના દેવતાને કપડું એટલે એક નાનું ચીંથરૂં અર્પણ કરે છે. તિબેટી લોકોની આ રીતિ ભોટમાં પણ છે.

તે સ્થળે મારા ભોટ ભોમીયાએ કૈલાસ પર્વત તરફ દૃષ્ટિ કરીને સુમારે પાંચ મિનીટ પ્રાર્થના કરી. ત્યાર પછી ત્યાંના ઉક્ત દેવની પ્રાર્થના કરી અને તેજ પ્રમાણે કરવાને અમને પણ કહ્યું. મેં કૈલાસ પર્વત તરફ મુખ કરી કૈલાસ નાથને એકવાર સાષ્ટાંગ નમસ્કાર કર્યા. પછી આગળ ચાલતાં ચાલતાં અમે રાકસ્તાલના દક્ષિણ કિનારા નજીક આવ્યા. ત્યાંથી પૂર્વ કિનારે થોડોક સમય ચાલ્યો અને સુમારે સાડાબાર વાગે રેતીમાંજ ભોજન માટે મુકામ કર્યો.

ગરમી સખત પડતી હતી. રેતી પણ બળી ગઈ હતી, પેટમાં ભૂખ પણ બહુ લાગી હતી; અને સરોવરથી છ સાત કલાક એક સરખા ચાલ્યા હતા તેથી થાક પણ લાગ્યો હતો. મારા જુવાન કુલીનું માથું અતિશય દુખવા લાગ્યું. એક

ક્ષણભર પણ ઉંચુ જોવું કે બોલવું કેવળ અશકય હતું. બીજો કુલી પણ એકદમ થાકી ગયો હતો. સર્વ જણ થાકી ગયા તેનાં કારણો એ હતાં કે એક તો સખત તાપ હતો, વિરામ લીધા વિના પંથ કર્યો હતો અને વળી ડાકુ લોકોએ અતિ ત્રાસ આપ્યો હતો. વધારે તો છેલ્લા કારણને લીધે અમે નિર્જીવ થઈ ગયા હતા. મુકામ કર્યો ત્યાં પણ સખ્ત તડકામાં અને વા વંટોળમાં સુમારે પંદર વીસ મીનીટ અમે કેવળ મડદાં પેઠે પડી રહ્યા; પછી બળતણ છાણાં વગેરે શોધવા માટે નજીકની ટેકરીની આસપાસ અમારો ભોમીઓ ગયો. મારા એક કુલીએ ત્રણ પત્થરની એક ચુલ અમારા માટે અને બીજી ભોમીયા માટે કરી રાખી. પછી તેણે તળાવમાંથી પાણી લાવીને તપેલી ચુલા પર મુકી. આ તરફ ભોમીયાએ ઝાળાં ઝાંખરાં આણી ચકમકથી દેવતા પાડયો અને કુલીએ ચહા તૈયાર કર્યો. અહિંથી આગળ જતાં લાકડાં મળી શકતાં નથી. આ ઝાંખરાં લીલાં હોય છે છતાં સારાં બળે છે.

હું હાથ પગ મોઢું વગેરે ધોવા માટે તળાવ કાંઠે ગયો. મોઢું સારી રીતે ધોયા પછી મેં કૈલાસ પર્વત તરફ દ્રષ્ટિ કરી. તે વખતે આકાશ સ્વચ્છ હોવાથી કૈલાસ પર્વતનું શિખર અત્યંત સ્પષ્ટ દેખાતું હતું. જે એક ધ્યેય માટે મેં આજ આટલા દિવસ જુદી જુદી શારીરિક અને માનસિક

આપત્તિ સહી, તે પ્રાપ્ત થવાનો સમય સમીપ આવવાથી એટલે કે કૈલાસ પર્વતનું જો કે દૂરથી પણ દર્શન થયાથી ચિત્તને ઘણી શાંતિ થઈ, અને પ્રવાસનો શ્રમ એકદમ દૂર થયો. કૈલાસ શિખર તરફ અચલ દ્રષ્ટિ રાખીને સદ્‌ગુરૂ ચરણનું ભક્તિ પુરઃસર માનસપૂજન કરતો હું 'રાવણહૃદ' ને કાંઠે બેઠો. મારા આનંદની પરિસીમા ન હતી. મારી માનસપૂજા થઇ રહી ત્યાં સુધી કૈલાસ શિખર સ્વચ્છ દેખાતું હતું.

કૈલાસ શિખરની આકૃતિ ઘુમ્મટ જેવી દેખાતી હતી. તે વખતે સૂર્ય કિરણો તે શિખર પર પડતાં હતાં, તેથી આખું શિખર તેજઃપુંજ દેખાતું હતું, અને રૂપા જેવું ચળકતું હતું. તે વખતે મદ્રાસ ઈલાકામાં શ્રી ચિદમ્બર કરીને એક અત્યંત રમણીય અને પવિત્ર શ્રી શંકરનું સ્થાન છે, તેનું મને સ્મરણ થયું. ચિદમ્બરના શિવમંદિરનું ઘુમ્મટ સુવર્ણનું છે, તે ઉપર સૂર્યકિરણો પડે છે ત્યારે તેની શોભા જેવી અવર્ણનીય દેખાય છે, તેજ પ્રમાણે શ્રી કૈલાસ પર્વતના ઘુમ્મટઆકારના શિખરની પણ શોભા અપ્રતીમ ભાસતી હતી. ફરક એટલોજ કે, ચિદમ્બરમાં સુવર્ણ ઘુમ્મટ માનવ કૃતિનો છે, અને કૈલાસનો ઘુમ્મટ રૂપા જેવો શુભ્ર અને ચળકતો પરંતુ નૈસર્ગિક (કુદરતી) છે.

પછી મેં રાકસ્તાલ સરોવરની ચોમેર દ્રષ્ટિ ફેંકી.

સરોવરના કાંઠે એક પણ ઝાડ ન હોવાથી આજુ બાજુનો સર્વ પ્રદેશ વેરાન અને સૂકો દેખાતો હતો. ખુદ સરોવર માત્ર ગંભીર દેખાતું હતું. આ સરોવરનું વધારે વર્ણન માનસ સરોવરની અને આની તુલના કરતી વખતે આગળ ઉપર આપીશ.

માનસ પૂજા આટોપ્યા પછી મેં ચાહ અને બિસ્કેટ લીધાં. મારા માણસો પણ જમ્યા. પછી સુમારે દોઢ વાગતાં અમો માનસ સરોવર જવા નીકળ્યા. તે વખતે કૈલાસ પર્વત મેઘ અને બરફના વાદળમાં અદ્રશ્ય થઇ ગયો હતો. રાક-સ્તાલના પૂર્વ કિનારે અમે ચાલતા હતા. ખરેજ એક વાત કહેવી રહી ગઈ. કર્દમખારથી પાંચ છ માઇલ ઉપરની અમારા મુકામની જગા છોડયા પછી આગળ અમારા ગધે-ડાને ખાવા માટે કંઇ ન મળવાથી તેને પણ અમે ચામાં કાલવીને સતુ દેવા લાગ્યા, પરંતુ તેથી શું કંઇ તેનું પેટ ભરાય? બિચારો અરધો ભૂખ્યો રહેવાથી મુશ્કેલીથી દિવસ કાપતો હતો. અમારે પણ એવી દશામાં રહેવાનો આગળ જતાં વખત આવ્યો.

અમે બપોરે સાડાચાર વાગે ડુંગર ઉપરથી માનસ સરોવર જોયું. માનસસરોવર દ્રષ્ટિએ પડયું કે તરતજ અમે સર્વ જણે તે પુણ્ય અને પવિત્ર સ્થળને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. સર્વને અત્યંત આનંદ થયો. પ્રત્યેક જણ પોતપોતાના




માનસ સરોવર અને રાકસતાલનો નકશો.

મનમાં ઇશ્વરનું પ્રેમપૂર્વક અને મનઃપૂર્વક સ્તવન કરીને યથાશક્તિ તેના ગુણાનુવાદ કરવા લાગ્યા. સુમારે પંદર વીશ મિનિટ કોઇ કોઈની સાથે બોલ્યું નહિ. કૈલાસ અને માનસ સરોવરના દર્શનથી આપણે કૃતકૃત્ય થયા એ કલ્પનાથી મસ્ત થઇને સૌ સૌને સ્થળેજ આનંદ મગ્ન થતા દેખાયા. અમારા સર્વનાં નેત્ર આનંદાશ્રુથી ભરાઇ આવ્યાં. અમને સર્વને તે પવિત્ર સ્થળના દર્શનથી એટલો બધો આનંદ થયો કે તે કહી શકાય તેમ નથી. અમારા સઘળા શ્રમનું અને એકન્દર જીવિતનું સાર્થક થયું એમ અમને લાગ્યું. મારી પૂર્ણ ખાતરી છે કે જે કોઇ મનુષ્ય હિંદુ કે પરધર્મી આ સ્થાનનું અવલોકન કરશે તેને અવશ્ય આવોજ અનુભવ થશે, અને થાય એ સ્વાભાવિક છે.

રાકસ્તાલ અને માનસ સરોવર એ બેની વચમાં પૂર્વથી પશ્ચિમમાં ગયેલી એક ડુંગરની ઓળ છે. આ ઓળના માથેથી માનસ સરોવર અમને પ્રથમ દેખાયું. આ પહાડોને લીધે આ બે ભવ્ય સરોવરો વચ્ચે સુમારે એક માઇલનું અંતર છે.

માનસ અને રાકસ્તાલ એ બે સરોવર વચ્ચે આવેલા પહાડના માથા ઉપર ઉભા રહી મેં એકવાર ચોમેર દ્રષ્ટિ ફેરવી. પછી પશ્ચિમ તરફ મુખ કરીને ઉભો રહ્યો. સામો

શ્રીકૈલાસ પર્વત, ડાબી બાજુએ રાકસ્તાલ પર્વત, અને જમણી બાજુએ માનસસરોવર એ પ્રમાણે બન્ને બાજુએ મોટા મોટા જલસમૂહો અને પાછળ એક "ગેરૂવા માન્ધાતા" નામનો હિમાચ્છાદિત પર્વત. ( આ પર્વત આખોય રાતા રંગનો દેખાય છે, તેનાં શિખરો માત્ર બર્ફથી આચ્છાદિત હોવાથી તે શુભ્ર દેખાય છે. ) આવી પરિસ્થિતિમાં ઉભાં ઉભાં મેં ફરી ફરી એક વાર ચોમેર જોયું, અહાહા! કેવો તે રમણીય અને ગંભીર દેખાવ! અર્ધો કલાક હું એમને એમ ઉભો રહ્યો. કૈલાસ, માનસ સરોવર, અને રાવણહૃદ સરોવર આ ત્રણ સ્થળોનાં દર્શનથી ખરેખર મારાં નેત્રોનું સાર્થક થયું; મારા પ્રવાસમાં જે જે પ્રસંગે આવા અવર્ણનીય દેખાવો મને દેખાયા, તે સમયે મારી એકાગ્રતા થતી અને હું દેહભાન વિસરતો; તેજ પ્રમાણે આ સમયે પણ થયું. શ્રી નારાયણના વિરાટ સ્વરૂપનું વર્ણન હું શું કરી શકું?

સુમારે સાડાપાંચ વાગે અમો માનસ સરોવરના કાંઠે ગયા, અને ત્યાં એક બે ગુફા છે તેમાં વસ્તી કરી રહેવું એવો વિચાર કરી ત્યાં ગયા. ગુફા સાફ કરી ત્યાં અમારો મુકામ કર્યો. ગુફાથી પાણી સુમારે વીસ પચીસ હાથ દૂર હતું.

તે દિવસે જમવાની તૈયારી કરવા મેં કુલીને કહ્યું. તેણે ઘણી મુશ્કેલીથી મસુરની દાળ અને રોટલીઓ કરી.

અમે સર્વેએ પ્રથમ સરોવર પર સ્નાન કર્યું, પછી પ્રભુને નૈવેદ્ય અર્પણ કરીને સુખ અને આનંદથી ભોજન કર્યું. ભોજન થયા પછી વિશ્રાન્તિ માટે હું ગુહા બહાર વ્યાઘ્રચર્મ બિછાવી માનસસરોવર તરફ એટલે ઉત્તરાભિમુખ મોઢું કરી હાથમાં દુર્બીન લઈને બેઠો. તે વખતે સૂર્યાસ્તનો દેખાવ જોવાનું મને સાંપડ્યું. માનસસરોવરને કાંઠે મારો મુકામ સુમારે દશ બાર દિવસનો હતો. એટલા વખત દરમ્યાન, મને ત્યાંનો સૂર્યોદય, સૂર્યાસ્ત, ચાંદની રાત, બર્ફોનાં વાદળાં, કરાનો વરસાદ વગેરે જુદા જુદા પ્રસંગોનું અને જુદા જુદા સમયનું સૌન્દર્ય જોવા મળ્યું. પછી મેં દુર્બીનમાંથી રાકસ્તાલ તરફ જોયું. એ દેખાવનું વર્ણન કરવા હું અશક્ત છું. તેમાં મારો ઉપાય નથી.

રાકસ્તાલ કે રાક્ષસતાલ અથવા રાવણહ્રદ સરોવરનો ફાટ જમીન ઉપર ઘણે દૂર ગયેલ છે. રાકસ્તાલનો પરિઘ લગભગ ત્રીસથી પાંત્રીશ માઇલનો હશે. ચોમેર ડુંગર આવેલ છે. કાંઠા ઉપર એક પણ વૃક્ષ નથી. તે સરોવર આસપાસ જ્યારે ઝાડી હતી ત્યારે તે સરોવરની શોભા અવર્ણનીય હતી. તે સરોવરનું પાણી થોડુંક ભાંભળું–જરા ખારાશ પડતું હોવાથી અસ્વચ્છ દેખાય છે. પાણી ઠંડુ હોવાથી પાચનશક્તિ વધારે છે. આ તળાવ વચ્ચે એક નાશીની ટેકરી છે. તે પર એક ગુફા છે, તેમાં એક બે

લામા ( બૌધભિક્ષુ ) તપ કરવા બેઠા છે એમ કહેવાય છે. તે લામા ગુફા બહાર કદી આવતા નથી એમ કહે છે.

શિયાળામાં જ્યારે પાણીની સપાટી ઉપર બરફ જામી જાય છે, ત્યારે તેમને બકરા ઉપર ચહા અને સતુ (જવનો લોટ) પહોંચાડવામાં આવે છે. એક વર્ષ ચાલે એટલું ભંડોળ રાખી મુકવામાં આવે છે. પવનથી પાણીની સપાટી ઉપર જ્યારે નાનાં નાનાં મોજાં આવે છે ત્યારે મોટી ગમત આવે છે. માછલાં વગેરે જલચરો આ સરોવરમાં છે; પરન્તુ મારા જોવામાં કશું આવ્યું નહિ. ચોમેર એક પણ વૃક્ષ ન હોવાથી જ્યાં ત્યાં વેરાન દેખાતું હતું, અને તેથી દૃષ્ટિએ મૃગજલનો દેખાવ થતો હતો. નજીકની ટેકરી ઉપર ઉભા રહીને આ સરોવર તરફ જોઇએ તો તે ગંભીર દેખાય છે અને ચિત્તને એક પ્રકારની શાન્તિ મળે છે. અહીંથી સતલજ નદીનું ઉગમ છે.

પછી મેં દુર્બીનમાંથી માનસસરોવર તરફ જોયું. તે વખતે હંસ પક્ષીનું એક જોડું જલક્રીડા કરતું મારી નજરે આવ્યું. માનસસરોવરનું વર્ણન હું શું કરી શકવાનો હતો? આ અત્યન્ત પવિત્ર અને અતિશય રમણીય સ્થળ છે. માન-સસરોવર કેવળ વર્તુળાકારે હોવાથી ચોમેર પર્વત આવેલા છે. રાવણહૃદ સરોવર પેઠે માનસસરોવરને કાંઠે પણ વૃક્ષ

વગેરે કંઈ ન મળે. આ સરોવરના કાંઠા પર જો ચોમેર લીલી ઝાડી હોત તો આ સ્થળ જેટલું છે તેથી પણ વધારે સુંદર દેખાત. આ સરોવરનું જલ મધુર, ઠંડું અને અતિશય પાચક હોવાથી એકદમ સ્વચ્છ છે. આ સરોવરની ચારે દિશાએ બૌદ્ધ લોકના ચાર નાના મઠ છે. તેમાં એક એક લામા રહે છે. મઠમાં લામાના થોડાક શિષ્યો પણ રહે છે, પ્રત્યેક મઠમાં બુદ્ધની મૂર્તિ છે. મારી એવી કલ્પના હતી કે, માનસ સરોવરની આસપાસ કોઈ સ્થળે એકાદ રમ્ય શિવાલય હશે, પરન્તુ તપાસ કરતાં એવું માલૂમ પડ્યું કે "ખેચરનાથ" સિવાય હિંદુ દેવતાની બીજી મૂર્તિ આખા પશ્ચિમ તિબેટમાં હાલમાં ક્યાંય પણ નથી. માનસ સરોવર શાન્ત, ગંભીર અને સુંદર દેખાય છે. સરોવર ઉપરના જલતરંગનું અવલોકન કરતાં અંતઃકરણ પ્રસન્ન થાય છે, અને મનમાં સાત્વિક, પવિત્ર અને આનંદદાયક વિચાર ઉત્પન્ન થાય છે. આ સ્થળે હંસ પક્ષી જોવાની તો મોટી મજા છે. આ પવિત્ર, સુંદર અને ભાગ્યવાન પક્ષીને ટોળાંબંધ, સરોવરના મધુર ઠંડા સ્વચ્છ જલમાં અહીં તહીં ક્રીડા કરતાં જોવાં એ એક દૃષ્ટિનું સાર્થક છે.

આ હંસ પક્ષીને લીધે માનસ સરોવરમાં વિશેષ મોહકતા આવેલી છે. હંસ પક્ષી સિવાય બીજું કોઈ પણ જાતનું પક્ષી, હું જેટલા દિવસ માનસ સરોવર પર રહ્યો

તેટલા દિવસમાં કોઈ પણ વખત મારી દ્રષ્ટિએ પડયું નહોતું. હંસ પક્ષીનાં ટોળાં દિવસ ભર માનસ સરોવરમાં ક્રીડા કરતાં આનંદ અને સ્વછન્દે કાલક્રમણ કરે છે, અને રાત્રે ડુંગરો ઉપર તેમના માળામાં વિશ્રાન્તિ માટે જાય છે. સરોવરમાંનાં માછલાં વગેરે અને પાણીની અંદરની વેલો ઉપર તેમની ઉપજીવિકા છે. હંસ દેખાવમાં સુંદર છે. તે જ્યારે પાણીમાં મોઢું ઉચું કરીને મોટા ડોળથી જુવે છે ત્યારે ઘણુંજ સુંદર અને દમામવાળુ દેખાય છે. હંસોને સરોવરના કાંઠા પર આવતાં મેં કદીપણ જોયા નહિ. હંસ બતક કરતાં થોડો ઉંચો અને બગલાં કરતાં જરા નાનો હોવાથી તેના સર્વ અવયવ પ્રમાણમાં દેખાય છે. હંસ ઘણે દૂર સુધી ઉડનાર પક્ષી છે. હંસનો રંગ ધોળો સ્વચ્છ હોવાથી રૂપા સરખો ચળકે છે, ચાંચ મધ્યમ અને રાતી ચોળ છે. આંખો પણ ચણોઠી જેવી રાતી હોય છે. હંસના પગ મારી દ્રષ્ટિએ પડયાજ નહોતા. હંસ દૂધ અને પાણીના મિશ્રણમાંથી દૂધજ પીએ છે એમ કહેવાય છે, તેની ખાત્રી હું કરી શકયોજ નહિ; કારણ કે તે પક્ષી અમારી પાસે આવી શકે તેમ નહોતું. એમ કહેવાય છે કે હંસ ઠંડીના દીવસમાં માનસસરોવર પાસે રહેતા નથી.

માનસસરોવરના કિનારા પર પાસેની ખોમાં પુષ્કળ સસલાં રહેતાં હતાં, અને પાણીના કાંઠે ભટકતાં હતાં. સસ-

લાનાં ટોળાંનાંટોળ જોવાની તક મને અહીં મળી. આ નાનકડાં, ચપળ, નાજુક અને નિરુપદ્રવી પ્રાણીનું ટોળું જ્યારે ત્વરાથી પરન્તુ દડબડ કરતું દોડતું હતું તે વખતે એમ લાગતું કે નાનાં નાનાં પંખીઓજ પવનમાં સટ સટ ઉડે છે. મેં ત્યાં મોટામાં મોટું સસલાનું ટોળું પચાસનું જોયું હતું. અસ્તુ. આ સરોવરના કાંઠા પર રેતી આછી છે. આ સુંદર અને નૈસર્ગિક સરોવરનું ક્ષેત્રફળ સુમારે પાંત્રીસ માઈલનું છે.

ટુંકમાં માનસ સરોવર અત્યન્ત રમણીય સ્થાન છે, એટલુંજ નહિ પરન્તુ તે પવિત્રતાનું તો નિવાસસ્થાન છે.

જ્યારે માનસસરોવરના શાંત ગંભીર, સ્વચ્છ અને પવિત્ર જળમાં ચોમેરનાં હિમાચ્છાદિત શિખરોવાળા પર્વતોનું, અસ્તોદયકાળના શ્રી સૂર્ય ભગવાનનું, દિવસે આકાશનું, અને રાત્રે ઉડુગણસહ ચંદ્રનું પ્રતિબિમ્બ પડે છે ત્યારે સૃષ્ટિદેવતાના સૌંદર્યની જે શોભા દેખાય છે તે ખરે અવર્ણનીય છે. મારી ખાત્રી છે કે, આ પ્રદેશનું જુદા જુદા સમયનું સૃષ્ટિ સૌન્દર્ય અવલોકયા સિવાય ગમે તે ઉત્તમ લેખકે લખેલ વર્ણન વાંચવાથી મનની શાન્તિ થવી શકય નથી. આવા રમ્ય એકાંત સ્થળે ચિત્ત શા માટે એકાગ્ર ન થાય? હું માનસસરોવર જઈ પહોંચ્યો તે પહેલાં સુમારે એક

માસપર પાશ્ચાત્ય શોધક અને પ્રવાસી ડાકતર સ્વેન હેડિન અહિં આવ્યો હતો. તેનો મુકામ ત્યાં સુમારે એક માસ સુધી હતો. તેટલા સમયમાં તેણે તે પ્રદેશનાં ભિન્ન ભિન્ન સ્થળોનું અને ભિન્ન ભિન્ન સમયનું સૃષ્ટિ સૌંદર્ય અવલોકયું હતું. તેનું વર્ણન તેના પ્રવાસ વૃતાન્તમાં આ પ્રમાણે આવ્યું છે. તે લખે છે કે:-

"Oh ! What a wonderful lake it was ? I have no words to describe it: till my dying day I shall never forget it, and even now it is in my mind as a legend, a poem, and a song. Nothing that I can recall through all my wanderings can compare with the overwhelming beauty of this night journey. It was like listening to the silent & mighty throbs of the heart of nature, to feel her pulse grow numb in the clasp of night, and revive in the morning glow. It seemed as though this landscape ever changing as the hours creep slowly by, was unreal; as though it no longer belonged to this earth but lay on the borders of the world beyond nearer to heaven, the region of dreams and fantasies, of hopes and longings, a mysterious fairy land, rather than to this earth of man and sinners, of worldliness and vanity.

There is 'no finer ning on earth than that which bears the names of Manasarowar, Kailas and gurla Mandatta; it is a turquoise set between two diamonds. The grand impressive silence which reigns around the inaccessible mountains, and the inexhaustible wealth of crystal-clear water which makes the lake the mother of the holy rivers, the toilsome rocky paths that lead thence over the heights of the Himalayas, everything has aided in rendering from ancient times this wonderful country one of the most holy pilgrimage resorts or tirta of the Hindus. Whoever is of a pure and enlightened mind and bathes in the waves of Mansarover attains thereby to a knowledge of the truth concealed from other mortals. Still at the present day the stranger stands on the lake shore, meditating deeply as he watches the troops of pilgrims wading into water sacred to the gods, and seeking truth there and a solution of the problem of life.

Bewitching and romantically beautiful is the scene displayed westwards in the evening hour. The sun has just set, but its streaks of pellow

gold still linger, a dszzling sheaf of rays, on the edge of the horizon. The whole sky is vividly yellow and the lake looks like liquid amber. After a time the western sky with flares up in ruddy hues, a sharp background to the pitchy black mountains. The steel-grey summit of kailas rises in its eternal majesty to the north, and soon the new night spreads its shadow over its firn-fields.

But the scene is finest in the morning when the sun begins his triumphal course over the earth, first clothing the summits in purple flames and then pouring his gold over the eternal lake and its holly mountains.

The sight of the lake makes the stranger involuntarily meditative. His thoughts are not disturbed by the nomads who inhabit the country with their black tents and white flocks, nor by the monks who are for ever turning their prayer-mills. This lake is itself a huge prayer-mill, as it were a ring of pious pilgrims revolving round its axis. As far back as tradi-

tions and legends carry us, Manasarowar has attracted the aspirations of men and their prayers. On its banks we tread on ground which was already classic when Rome was founded. Here legends and fairy tales whisper round the cliffs and precipices, and here Siva swims in the form of a Swan by the foot of the mountain of the Gods.

માનસ સરોવર પર અનુષ્ઠાનનિમિત્ત હું દશ બાર દિવસ રહ્યો હતો, હંમેશ સવારસાંજ સ્નાન કરવું એ મૃત્યુને આમંત્રણ કરવા જેવું હતું. કૌપિન કાઢી કેડ જેટલા પાણીમાં જઇ એકદમ માથું બુડાડી દેતો. પાણી ઉપર ખુલ્લું અંગ રાખી શકાય તેમ નહોતું. જરા પાણી બહાર માથું કાઢયું કે એમ લાગતું કે ડોક ઉપરનો ભાગ છેક જાણે નિર્જીવ થઈ ગયો હોય. કાંઠા ઉપર મારાં ગરમ કપડાં અને ભુટીયા કામળો લઇને મારા કુલી મારી નજીક ઉભા રહેતા હતા. હું પાણીની બહાર આવીને તરતજ શરીર ઉપર કપડાં પહેરી લઈ ઉપર ભુટીયા કામળો ઓઢીને ગુફામાં જઈ દશ પંદર મિનિટ આસન ઉપર સ્વસ્થ બેસતો હતો. ઠંડી કમી થતાં શરીરમાં જરા ગરમી આવ્યા પછી હું ધ્યાનમાં બેસતો હતો. આ દશ બાર દિવસ પૈકીના બે ત્રણ દિવસ, મારાં માણસોને ત્યાં રહેવું સારૂં લાગ્યું. પરંતુ પછી એકાન્તવાસથી

તેઓ બહુ કંટાળી ગયા. હું ત્યાંથી ક્યારે નીકળું એમ તેને થયા કરતું હતું. સ્વાભાવિકજ છે કે એક દિવસ તો શું પણ એક કલાક માત્ર જેઓને એકાંતમાં બેસવાનો અભ્યાસ નહોતો તેને દશ બાર દિવસ તે સુંદર અને પવિત્ર પણ નિર્જન સ્થળમાં રહેવું કેમ સારૂં લાગે? મેં ત્યાં મૌનવ્રત ધારણ કર્યું હતું તેથી મારી સાથે બોલવું શક્ય ન હતું. આખો દિવસ હું કંઇ ખાતો નહિ. રાતના અગિયાર વાગ્યાને સુમારે ફક્ત ચહા લેતો હતો અને તે વખતે માત્ર મારી અને તેની દ્રષ્ટિ મળતી. શ્રી સદ્ગુરૂકૃપાથી અનુષ્ઠાન પુરૂં થયું, ઘણો આનંદ થયો. છેલ્લે દિવસે મળસકે પાંચ વાગ્યાના સુમારે મને એવો ભાસ થયો કે પશ્ચિમ દિશા તરફ કોઈ સુંદર સ્વરે ગાન કરે છે. હું બરાબર ધ્યાન દઈ સાંભળવા લાગ્યો. મને એમ લાગ્યું કે કોઇ સ્ત્રી ગાતી હોવી જોઇએ. પછી કંઈક વખત પછી મને એમ લાગ્યું કે શ્રી માણ્ડુક્યોપનિષદ્નું* ગાન ચાલે છે. મારી પાસે દુર્બીન હતું તેમાંથી

---

* ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः ॥ भद्रं पश्येमाक्षभिर्यजत्राः ॥ स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिः ॥ व्यशेम देवहितं यदायुः ॥ स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः ॥ स्वस्ति नः पुषा विश्ववेदाः ॥ स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः ॥ स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ओमित्येतदक्षरमिदंसर्वं तस्योपव्याख्यानभूतं भवद्भविष्यदिति सर्वमोङ्कार एव ॥ यच्चान्यत्त्रिकालातीतं तदप्यो-

જે દિશામાંથી ગાયન સંભળાતું હતું તે દિશામાં હું જોવા લાગ્યો. પરંતુ મનુષ્ય કે પ્રાણી કંઈ મને દેખાયું નહિ. જ્યાં ત્યાં માત્ર ધોળી રેતી. ચોમેર મેં ખુબ તપાસીને જોયું, પરન્તુ ગાનાર સ્ત્રી અગર પુરુષ એ પૈકી મને કોઈ પણ દેખાયું નહિ. ગાયન સુમારે અર્ધો કલાક ચાલ્યું હશે. મારા મસ્તકમાં વિચારતરંગનું વાદળ ઉત્પન્ન થયું. આ નિર્જન પ્રદેશમાં આવા મધુર અવાજથી કોણ આવી સરસ રીતે ઉપનિષદ્ ભણતું હશે ? અહીં કોઈ મહાત્મા તો સ્નાન

---

ङ्कार एव ॥ १ ॥ सर्वं ह्येतद्ब्रह्मायमात्मा ब्रह्म सोऽयमात्मा चतुष्पात् ॥ २ ॥ जागरितस्थानो बहिःप्रज्ञः सप्ताङ्ग एकोनविंशतिमुखः स्थूलभुग्वैश्वानरः प्रथमः पादः ॥ ३ ॥ स्वप्नस्थानोऽन्तःप्रज्ञः सप्ताङ्ग एकोनविंशतिमुखः प्रविविक्तभुक् तैजसो द्वितीयः पादः ॥ ४ ॥ यत्र सुप्तो न कंचन कामं कामयते न कंचन स्वप्नं पश्यति तत्सुषुप्तम् ॥ सुषुप्तस्थान एकीभूतः प्रज्ञानघन एवानन्दमयो ह्यानन्दभुक् चेतोमुखः प्राज्ञस्तृतीयः पादः ॥ ५ ॥ एष सर्वेश्वर एष सर्वज्ञ एषोऽन्तर्याम्येष योनिः सर्वस्य प्रभवाप्ययौ हि भूतानाम् ॥ ६ ॥ नान्तःप्रज्ञं न बहिःप्रज्ञं नोभयतःप्रज्ञं न प्रज्ञानघनं न प्रज्ञं नाप्रज्ञम् ॥ अदृष्टमव्यवहार्यमग्राह्यमलक्षणमचिन्त्यमव्यपदेश्यमेकात्मप्रत्ययसारं प्रपञ्चोपशमं शान्तं शिवमद्वैतं चतुर्थं मन्यन्ते स आत्मा स विज्ञेयः ॥ ७ ॥ सोऽयमात्माऽध्यक्षरमोङ्कारोऽधिमात्रं पादा मात्रा मात्राश्च पादा अकार उकारो मकार इति ॥ ८ ॥ जागरितस्थानो वैश्वानरोऽकार प्रथमा मात्रातेरादिमत्त्वाद्वा

માટે નહિ આવ્યા હોય ? કંઈજ ખ્યાલ આવી શક્યો નહિ તેથી નજીકના બુદ્ધમઠમાં ચોકસી કરવા માટે મેં મારા ભોમીયાને મોકલ્યો. તે સમય સવારનો છનો હતો. ભોમીયાએ પાછા આવી મને કહ્યું કે મઠના લામા ત્રણ ચાર દિવસથી મઠમાં નથી. તે તાકલાકોટ ગયા હશે. મને વધારે જીજ્ઞાસા થઇ. માનસ સરોવરના દક્ષિણ કિનારા ઉપર મનમાં વિચાર કરતો, અને રેતી તરફ જોતો હુ ધીમે ધીમે ચાલતો હતો. તે વખતે મારૂં ચિત્ત પ્રાતઃકાળના સૃષ્ટિ સૌન્દર્ય તરફ

---

आप्नोति ह वै सर्वान्कामानादिश्च भवति य एवं वेद ॥९॥ स्वप्नस्थानस्तैजस उकारो द्वितीया मात्रोत्कर्षादुभयत्वाद्वोत्कर्षति ह वै ज्ञानसंततिं समानश्च भवति नास्याब्रह्मवित्कुले भवति य एवं वेद ॥ १० ॥ सुषुप्तस्थानः प्राज्ञो मकारस्तृतीया मात्रा मितेरपीतेर्वा मिनोति ह वा इदं सर्वमपीतिश्च भवति य एवं वेद ॥ ११ ॥ अमात्रश्चतुर्थोऽव्यवहार्यः प्रपञ्चोपशमः शिवोऽद्वैतं एवमोङ्कार आत्मैव संविशत्यात्मनात्मानं य एवं वेद य एवं वेद ॥ १२ ॥

॥ इति माण्डुक्योपनिषत् संपुर्णा ॥

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः ॥ भद्रं पश्येमाक्षभिर्यजत्राः ॥ स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिः ॥ व्यशेम देवहितं यदायुः ॥ स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः ॥ स्वस्ति नः पुषा विश्ववेदाः ॥ स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः ॥ स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

નિમિષમાત્ર પણ ખેંચાયું નહિ. કેવી ગમ્મત કે જેના અવલોકથી, મારૂં ચિત્ત તેજ ક્ષણે એકાગ્ર થતું અને હું આનંદસાગરમાં ડુબી જતો, તેજ સૃષ્ટિ સૌન્દર્ય આ સમયે મારૂં મન રોકવા અસમર્થ હતું. મારૂં મન એટલું બધું નિર્દય થયેલું જોઈ સૃષ્ટિ દેવતાને કેટલું બધું ખોટું લાગ્યું હશે ભલા ! પ્રિય વાચકો ! માને ખોટું લાગ્યું નહિ પરન્તુ ઉલટો તેને વધારે આનંદ થયો હોવો જોઇએ. કારણ તેના બાળકનું ચિત્ત તેના બાહ્ય મોહક, પરન્તુ નાશવંત સ્વરૂપમાં તલ્લીન ન થતાં તેના સત્ય અને અવિનાશી સ્વરૂપ સમ્બન્ધે વિચાર કરવામાં ડુબી ગયેલું છે તે તેણે જાણ્યું, અને તેથી પ્રસન્ન થઇને મને તેણે વરદાન આપ્યું. આ વરદાન આગળ જતાં શ્રીકૈલાસ પર્વત ઉપર ફળીભૂત થયું. આ સ્થિતિમાં હું તે રેતીવાળા પ્રદેશ ઉપર ધીમે ધીમે ચાલતાં સુમારે બસેં હાથ ગયો એટલે મને મનુષ્યનાં પગલાં રેતી પર પડેલાં દેખાયાં. મનુષ્યનાં પગલાં જોતાંજ અન્તઃકરણમાં એવી ભાવના ખડી થઈ કે અહીં સરોવર પર સ્નાન માટે કોઈ પણ મહાતપસ્વી આવ્યા હોવા જોઇએ. તરતજ મેં નિશ્ચય કર્યો કે આ પગલાંને આધારે તે લઈ જાય ત્યાંજ જવું. એટલે મેં કુલીને નીકળવાની તૈયારી કરવા અને એકદમ મારી પાછળ પાછળ આવવા હાથથી નિશાની કરી. મારો તરુણ કુલી તે પ્રમાણે મારી પાસે આવ્યો. તેને મેં કહ્યું કે શ્રીકૈલાસ જવા માટે હું તો આ

ચાલ્યો, તમે સર્વ જણા એકદમ આવો. કુલી ગુફાએ પાછો ગયો અને મારો ઉદ્દેશ સમજી, બાકીનો સામાન બાંધી તે ભોમીયાને આપ્યો. આ તરફ હું તે પગલાંને આધારે આગળ આગળ ચાલ્યો.

સુમારે દસ પંદર મિનિટમાં માણસો કજીઓ કરતાં હોય એવો મારે કાને અવાજ આવ્યો. મને એવો ભાસ થયો કે જેનું હું ચિન્ત્વન કરી રહ્યો છું તે તપસ્વી પાછળથી મોટેથી બૂમ પાડી મને બોલાવે છે. મેં પાછું વળી જોયું તો માલૂમ પડયું કે કુલી અને ભોમીયો જોરથી એક બીજા સાથે કજીયો કરે છે, અને ભોમીયો તેના ગધેડા ઉપરથી સર્વ સામગ્રી જમીનપર ફેંકી દઇ તાકલાકોટ તરફ તેનો ગધેડો હાંકી જાય છે, અને બોલાવતો મારો કુલી સામાન પાસે બેઠેલો છે. મેં ગુરુનાદ બાવાને અને મારા કુલીને મારી પાછળ આવો, એવી હાથ ઉંચો કરી નિશાની કરી, અને આગળ પગલાંને રસ્તે ચાલ્યો. ચાલતાં દક્ષિણ કિનારા પરથી હું પશ્ચિમ કિનારા પર આવ્યો. સુમારે વીશ પચીશ હાથ ચાલ્યા પછી રેતીવાળો પ્રદેશ પૂરો થયો અને પથરાવાળી જમીન આવી. ગુફાથી હું લગભગ બે અઢી માઇલ દૂર આવી પહોંચ્યો હતો. અહીંથી આગળ પગનો રસ્તો અસ્પષ્ટ દેખાવા લાગ્યો. તે રસ્તો કૈલાસ પર્વતની બાજુમાં ગયેલો હતો. સુમારે પા માઇલ ગયા

પછી રસ્તો એકદમ બંધ થયો અને ચઢણ આવી. આગળ રસ્તો દેખાયો નહિ તેથી મને ઘણું ખરાબ લાગ્યું. હવે કરવું શું એના વિચારમાં હું પડયો. તે વખતે હું ઘણો થાકી ગયો હતો. પગમાં તે કેટલું જોર હોય? દશ દિવસ સુધી ચહા સિવાય મારા પેટમાં કશું ગયું નહોતું. કેવળ એકજ આશાથી આ ત્રણ માઈલ હું ઘણો ઉતાવળથી ચાલીને આવ્યો હતો પરન્તુ રસ્તો જ્યારે અદૃશ્ય થયો ત્યારે નિરાશાથી મારી કેડ ભાંગી ગઈ અને હું શ્રમથી તેમજ પેટમાં કંઈ નહિ હોવાથી જરા બેશુદ્ધ થઈ તે ચઢ-ણની તળેટીમાંજ પડયો. આ મારી સ્થિતિ મારા કુલીએ દૂરથી જોઇ અને તે જોરથી ચાલી મારી પાસે આવી ઉભો રહ્યો, એટલામાં હું પણ શુદ્ધિમાં આવ્યો. કંઇક વખત પછી મારો ભોમીયો પણ મારો સર્વ સામાન લઇને તેના અશક્ત થઇ ગયલા ગધેડા સહિત ત્યાં આવી પહોંચ્યો. આવતા વેંતજ તે ક્રોધથી તિબેટી ભાષામાં, કુલી વિરૂદ્ધ મારી પાસે ફરિયાદ કરવા લાગ્યો. તે વખતે મેં તેને નિશા-નીથી કહ્યું કે થોડો વખત સ્વસ્થ બેસ. વખત સવારના આઠ વાગ્યાનો હતો. કુલીએ ચાહ તૈયાર કરી તે વખતે પ્રથમ શ્રી સદ્દગુરુ અને જે તપસ્વીના દર્શન માટે હુ આટલો બધો ઉત્સુક થયો હતો તેને નૈવેદ્ય અર્પણ કરી મેં ચહા અને બિસ્કીટ લીધાં. મને જરા ઠીક થયું. સર્વ ખાઇ રહ્યા પછી અમે સુમારે અડધો કલાક વિશ્રાન્તિ લેતા બેઠા. આ

સ્થળે મારે એક વાત કહેવી જોઇએ, તે એકે મારા કુલીએ, આવતી વખતે પોતાનો લોટો અને મારૂં કમંડળ માનસ સરોવરમાંથી જો પાણીથી ભરી આણ્યું નહોત તો તેને પાણી માટે અરધો પોણો માઇલ જવું પડત. આ પ્રસંગે પાણી લાવવાની બાબતમાં મારા કુલીએ આ પ્રથમનું તેમજ છેવટનું દૂરદર્શીપણું બતાવ્યું એમાં કંઇ સંશય નથી. અમો ત્યાં હતા તે વખતે અમારો ગધેડો પણ ત્યાં પડેલ છાણ ખાઇને પોતાનું પેટ ભરતો હતો. તે પ્રાણીની તે સ્થિતિ જોઈ મને એકદમ રડવું આવ્યું. તે વખતે અરધો શેર સાથવો ચાહમાં કાલવીને તે સહનશીલ દુ:ખી અને ભૂખ્યા ગધેડાને અમે ખવડાવ્યો, પરંતુ તેથી કંઈ તેનું પેટ થોડુંજ ભરાય! પરંતુ કરવું શું? અમારો પણ ત્યાં કંઇ ઈલાજ નહોતો. તે ગધેડાના પ્રાણ ટકી રહે તે પુરતો ઉપાય અમે કર્યો અને કરતા.

ઉપર કહ્યા પ્રમાણે થોડોક આરામ લીધા પછી ચઢણ ચડવાની મેં શરૂઆત કરી. સુમારે ચાર પાંચ માઇલ ઉપર ડુંગરની સપાટી ઉપર એક નાનકડી ગુફામાં અમે મુકામ કર્યો. તેની નજીકજ "ઘ્રુ ગુફા" નામની એક ગુફા છે, ત્યાં એક લામા રહે છે. ગુફામાં બુદ્ધની મૂર્તિ છે. આ ગુફાથી માનસ સરોવરનો પશ્ચિમ કિનારો સીધી લીટીમાં અરધો માઈલ દૂર છે. આ અરધો માઈલ આખો ઢોળાવ

છે. અમે મુકામ કર્યો હતો તે ઠેકાણા નજીકજ બે ઉષ્ણ જળના ઝરા હતા. તે પૈકી એક ઝરાનું પાણી એકદમ આંધણ પ્રમાણે ઉકળતું હતું અને તેની વરાળ બે પુરૂષ જેટલી ઉંચાઇએ જતી હતી. તેમાં અમે આખી રાત ગાળી; કારણ ગુરૂનાદ બાવાને બપોરે ચાર વાગેથી સખત તાવ આવ્યો અને માથું વગેરે સર્વ અંગો બહુજ દૂખવા લાગ્યાં. તે એક શબ્દ પણ બોલ્યો નહિ. રાત્રે તે ફકત ચહા લઇ સુઈ રહ્યો. તે આખી રાત બૂમો પાડી દુઃખી થતો હતો. તેની પ્રકૃતિ વધારે બગડશે કે શું એવી મને બીક લાગવા માંડી. સવારે શું થાય છે તે જોયા પછી આગળ જવાનું નક્કી કરવું એમ મનમાં ગોઠવ્યું હતું. આ દિવસે કૈલાસ પર્વત તરફ કરાનો સખત વરસાદ પડતો હતો; આકાશ મેઘાચ્છાદિત હતું અને તેથી ચોમેર અંધકાર વ્યાપ્યો હતો. બપોરના ચાર વાગ્યા હતા પરંતુ અંધારૂં થઇ ગયું હતું. સામેની ટેકરીના મથાળેથી ધુમસમાંથી કોઇ બૂમ નાખે છે એમ અમને લાગ્યું. તે સમયે ભોમીયાને તે બાબતમાં મેં પૂછ્યું. તેણે કહ્યું કે બૂમ નાખનાર મનુષ્ય "છુ ગુફા" માં રહેનાર લામાનો નોકર છે, અને તે તેના બકરાંને બોલાવે છે, એટલામાં સુમારે હજાર બે હજાર બકરાંનું ટોળું આવતું અમારી દૃષ્ટિએ પડયું. લામા લોક માત્ર ઉનનોજ વેપાર કરે છે. તેમની પાસે ચાર પાંચ હજાર બકરાં અને કેટલીક વનગાય (યાક) તો હોયજ છે એમ મને તે વખતે માલુમ

પડયું. આ લામા શ્રીમંત હતો. ઋષિ મુનિઓના સમયમાં જેમ ઋષિમુનિઓની સંપત્તિ એટલે ગાયો અને બળદો તેમજ આ લામા લોકોની સંપત્તિ એટલે બકરાં અને વનગાય. (યાક) ફેર એટલોજ કે ઋષિઓ ગાય બળદનો વેપાર કરતા નહોતા અને લામા બકરાં અને વનગાયનો વેપાર કરે છે.

સંધ્યાકાળે હું ફરાળ કરી તે ગુફામાં સુવાની સોઈ કરી સહજ આરામથી વાતચીત કરતો બેઠો. એટલામાં વરસાદ શરૂ થયો અને જોરથી કરા પડવા લાગ્યા. હું જોકે ગુફાના આશ્રયે હતો તોપણ કરા રૂપી ગોળાનો સખ્ત મારો મારે સુમારે અર્ધા કલાક સુધી સહન કરવો પડયો. વરસાદ બંધ થયા પછી થંડો પવન છુટયો. તે સમયે થંડીએ પોતાની પૂર્ણ સત્તા તે દેશ પર બેસાડી એટલુંજ નહિ પણ તે પોતાની સત્તા નિર્દયપણે અને અનિયંત્રિતપણે ચલાવવા લાગી. મુખ્ય પ્રધાન બરફ અને સેનાધિપતિ વાયુની સહાયથી તેણે જીવરૂપી પ્રજાને અમાનુષ પીડા કરવાનો આરંભ કર્યો. તેના ત્રાસથી પ્રજાએ તેની વિરૂદ્ધ ફરિઆદ કરવાનો વિચાર કર્યો અને મુખ્ય ન્યાયાધીશ પાસે તે ન્યાય લેવા ગઈ. ઠીક, પણ આ રાણીનો મુખ્ય ન્યાયાધીશ કોણ? રાત્રિનો ગાઢ અંધકાર! પછી કહેવુંજ શું? ન્યાયનું ત્રાજવું કોના તરફ નમ્યું હોવું જોઈએ એ કહેવાની જરૂરજ નથી. આવી સ્વેચ્છાચારી નગરીમાં અમારા જેવા પ્રવાસીઓની તે સમયે

કેવી હાલત થઈ હશે તેની તો વાંચકોએ માત્ર કલ્પનાજ કરવી.

રાતે સુમારે નવ વાગે હું મારા બિછાના પર ચારે કોરથી ઓઢીને બેઠો હતો. કૃષ્ણપક્ષ હોવાથી જ્યાં ત્યાં અંધકાર હતો. હમણાંજ કરાનો વરસાદ વરસતો બંધ પડવાથી સર્વત્ર શાન્તિ હતી. પવન જોરથી વાતો હતો; એટલામાં મારી સમક્ષ કોઇ મનુષ્ય ઉભું છે એમ મને લાગ્યું. ભોમીયાને મેં તે મનુષ્ય દેખાડયું. તેણે મને કહ્યું કે "તે પુરૂષ નથી પણ એક બાઇ છે અને આપણે અહીં આવ્યા છીએ એમ તેને ખબર પડવાથી તે 'છુ' ગુફામાંથી એકાદ મુઠી સાથવો માગવા આવેલી ભિખારણ છે." આ સાંભળી પ્રથમ મને ઘણુંજ આશ્ચર્ય થયું. પછી 'એ મૂઠી સાથવાનો લોટ બાઇને આપ,' એમ મેં મારા નોકરને કહ્યું. તેણે કહ્યું "જો આટલો લોટ તમો હમણા આ બાઇને આપશો તો હમણાજ ગુફામાંથી દસ પંદર ભિખારી આવશે અને તેમને આ પ્રમાણે આપ્યે જશો તો તાકલાકોટ પહોંચતાં સુધી આપણને સતુ (સાથવાનો લોટ) કયાંથી ચાલશે?" મને લાગ્યું કે આટલી તાઢમાં અને આવા અંધારામાં તે કોણ ભિખારી આવનાર છે એટલે "આ બાઇને સતુ આપ" એમ મેં ફરીવાર ફુલીને કહ્યું. તેણે તે બાઇને સતુ આપ્યો. તેણે આનંદિત મુદ્રાથી "જયુ જયુ" એમ બોલી ચાર વખત મને નમસ્કાર કર્યા અને ચાલી ગઈ.

સુમારે અરધા કલાકમાં તો અમારી ગુફા પાસે કેટલાક પુરૂષ, કેટલીક સ્ત્રીઓ અને કેટલાંક બાળકો એમ વીશેક ભિખારી આવી લાગ્યા. હવે શું કરવું એ વિચારમાં હું પડયો. ભોમિયો તેમને તિબેટી ભાષામાં ગાળો દઈ હાંકી કાઢવા લાગ્યો. પણ તે કેમે કરતાં ગયાં નહિ. રાત્રિનો વખત જાણી પ્રત્યેકને અરધી અરધી મુઠી સતુ આપવાને મેં મારા કુલીને કહ્યું. સતુ લીધા પછી સર્વ ભિખારીઓ આનંદથી પાછા ગયા. "કેવળ એક પાશેરનું પેટ ભરવા માટે શરીરની ગણના ન કરતાં, તેને દુઃખ આપીને તેઓને આટલે દૂર આવવું પડયું! આ પેટ આગળ કેવળ મનુષ્યો તો શું, પરંતુ કીડી મંકોડીથી માંડીને વ્યાઘ્રસિંહાદિ બલવાન અને હિંસક પશુ પર્યંત સર્વ પ્રાણી કેવાં પરાધીન બને છે!" વગેરે વિચાર મારા મનમાં આવવા લાગ્યા. દરિદ્રાવસ્થામાં અથવા વિપત્તિમાં જીવોને પરમેશ્વરના અસ્તિત્વનું અને તેના સામર્થ્યનું સ્મરણ થાય છે અને તે અવસ્થામાં તે પ્રભુની કકળીને પ્રાર્થના કરે છે; પરંતુ તેજ જીવો પ્રભુકૃપાથી જ્યારે શ્રીમાન, સુખી, યશસ્વી અને બલવાન થાય છે ત્યારે અહંકાર અને મદથી ઉન્મત્ત થઈ જાય છે અને તે સર્વશક્તિમાન પરમેશ્વરને ભૂલી જાય છે, અને પોતાનાંજ કામોની શેખી કરવા લાગે છે; પરંતુ તેનું પરિણામ નિઃસંદેહ તેને ભોગવવું પડે છે. રાત્રિ નીકળી ગઇ. ગુરૂનાદ બાવાને ઠીક થઇ ગયું, અને તેનાજ મતાનુસાર આગળ જવાનું નક્કી કર્યું. મળસકે પાંચ વાગે ચહા

વગેરે લઈ અમે સર્વ જણુ ધીમે ધીમે ચાલવા લાગ્યા. આકાશ એકદમ સ્વચ્છ હતું. કૈલાસ પર્વત સ્પષ્ટ દેખાવા લાગ્યો. ગુરૂનાદ બાવા બિમાર હતા પરંતુ તેને પણ ચાલવાની હુંશિયારી આવવા લાગી એટલે અમને વધારે ઉત્સાહ આવ્યો એમાં કંઈ આશ્ચર્ય નથી. પ્રસન્ન અંતકરણુયુક્ત થઇને અમે સર્વજણુ ચાલતા હતા. બપોરે અગિયાર વાગે અમને ગરમીની પ્રખરતા જણુાવા લાગી. આ સમયે પવન સખ્ત વહેતો નહોતો, પણ ઠંડી હતીજ; પરંતુ અમે ચાલતા હતા તેથી અમારા શરીરમાં ઉષ્ણુતા ઉત્પન્ન થઈ હતી અને ઉપરથી પ્રખર ગરમી પડતી હતી તેથી અમને જરા ગરમી થવા લાગી. સુમારે પંદર વીશ મિનિટ વિશ્રાંતિ લેવા માટે અમે તે મેદાનમાંજ બેઠા. તે રસ્તે ભિન્ન ભિન્ન જાતનાં તિબેટી હરણોનાં ટોળાં અમે જોયાં. સુમારે ચાળીશેક હાથના અંતરથી અમને હરણોનું ટોળું દેખાતું હતું, અને દુરથીજ તે ટોળું જોવાની વધારે મજા પડતી.

અમે ઉભા થઇ આગળ ચાલવા લાગ્યા તો સુમારે ચાળીશ પચાશ હાથ ઉપર અમે ધુળનો વંટોળ ઉપર આકાશમાં જતો જોયો. તે વખતે મારા ભોમીયાએ કહ્યું કે, "જુઓ, જંગલી ઘોડાનું ટોળું આપણા તરફજ આવે છે."

જંગલી ઘોડાનું ટોળું અમારા તરફ આવે છે એ જોઇ હું ત્યાંનો ત્યાંજ ઉભો રહ્યો.

તે ટોળું દક્ષિણ દિશા તરફ જવા લાગ્યું. મેં મારૂં દુર્બીન કાઢયું અને તેમાંથી જોવા લાગ્યો. ઘણી મજા આવી. મને લાગે છે કે ચારસો પાંચસો ઘોડાનું તે ટોળું હશે. તિબેટમાં જંગલી ઘોડા બહુ ઉંચા હોતા નથી. તેના આખા શરીર પર આપણા ઘોડા કરતાં વધારે ખિચોખીચ અને લાંબા વાળ હોય છે. જે વખતે આ જંગલી ઘોડા મોં ઉંચું રાખી અને ચમરી જેવી પૂછડી ઉંચી રાખી જોરથી દોડયા જાય છે તે વખતે તે જોનારને એમજ લાગે કે કોઈ ઘોડેસ્વારની ટુકડી પર બીજી ઘોડેસ્વારોની ટુકડી હલ્લો કરી તૂટી પડે છે. જંગલી ઘોડા મનુષ્ય પાસે ઉભા રહેતા નથી. તિબેટી લોકો આ ઘોડાને મોટી ખુબી અને મુશ્કેલીથી પકડી તેને કેળવે છે. તિબેટમાં ઘોડા મજબુત અને ચાલાક થાય છે. તિબેટમાં પ્રવાસ કરતાં બે બે દિવસ આ ઘોડાને ખાવાને પણ મળતું નથી.

બપોરે બાર વાગ્યાને સુમારે અમે 'બખોજન્તર' નામના ગામમાં પહોંચ્યા. આ સ્થળે પાકી ઇમારતો નથી. અહીંની વસ્તી તંબુમાં રહે છે. આ ગામમાં સુમારે ત્રીશ ચાળીશ તંબુઓ છે. ત્રણ ચાર વર્ષોથી ચુનાનાં બે ઘરો બાંધેલાં છે. એક સરકારી પોસ્ટ ઓફીસ અને બીજું એક શ્રીમન્તનું ઘર છે. અમે ગયા તે વખતે એક ત્રીજું ઘર બંધાતું હતું. ત્યાં સઘળાં ઘરો કાચી ઈંટોનાં હોય છે.

માટી માત્ર ઘણીજ ચીકણી છે. આ ગામમાં તિબેટી સરકારની પોસ્ટ ઑફીસ છે. પરન્તુ તે રૈયતના ઉપયોગ માટે રાખેલી નથી, "લ્હાસા" અને "ગારટોક" વચ્ચે સરકારી પત્રવ્યવહાર ચલાવવા માટે આ પોસ્ટ અહીંયા રાખી છે. લ્હાસાથી બર્ખાજન્તર સુમારે એકવીસ કે બાવીસમું વિશ્રામસ્થાન છે. તિબેટી ભાષામાં પોસ્ટને 'તર્જન' કહે છે. અહીંથી લ્હાસા પૂર્વ દિશામાં સુમારે વીસ બાવીસ દિવસના પ્રવાસથી પહોંચાય એટલું દૂર છે. એમ કહેવાય છે કે લ્હાસા અને ગારટોક વચ્ચે જે માણસ ટપાલ લાવે લઈ જાય છે તેને ઘોડા સાથે બાંધે છે અર્થાત્ તેને ઘોડા સાથે સીલ કરે છે. એનું કારણ એ છે કે એક વિશ્રામસ્થાનથી બીજા વિશ્રામસ્થાને પહોંચે તે દરમ્યાન તે રસ્તે કયાંઇ પણ ઉતરી શકે નહિ. સીલ તુટેલી જોવામાં આવે તો તે માણસને જબરજસ્ત શિક્ષા કરવામાં આવે છે.

હુણિયા લોક જે તંબુમાં રહે છે તે અત્યંત મજબૂત, જાડા, અને હુંફાળા ધાબળાના બનાવેલ હોય છે. આ ધાબળો વનગાયના વાળનો બનાવાય છે. આ ધાબળામાંથી પાણી અંદર આવતું નથી. તંબુનું બારણું બંધ કર્યું કે હવા અથવા બરફથી બીલકુલ ત્રાસ થતો નથી. અમે બપોરે બાર વાગે બરખાતર્જન આવ્યા પછી ગામ પાસેના મેદાનમાંજ મુકામ કર્યો. અમે અમારા મુકામ માટે ગામની

આજુબાજુ સ્વચ્છ જગા શોધવા માટે ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ સ્વચ્છ જગા અમને કોઇ રીતે મળી નહિ. જ્યાં જોઇએ ત્યાં વિષ્ટા અને જાનવરનાં હાડકાં પડેલાં હતાં. આખરે ભોમિયાએ તેમાંની થોડીક જગા સાફ કરી, અને હું ત્યાં બેઠો. ચોમેર હાંડકાં પડેલાં હતાં. ઉપર મધ્યાહ્નનો પ્રખર સૂર્ય, ચોમેર દુર્ગન્ધ, પ્રવાસનો શ્રમ, ભુખ અને તરશ વગેરે કારણોથી અમે સખ્ત હેરાન થઇ ગયા હતા. હું મુકામ પર જઈ બેઠો એટલામાંજ ગામના સઘળા પુરૂષો, સ્ત્રીઓ અને છોકરાંઓ અમારી આસપાસ એકઠાં થયાં. તરૂણ સ્ત્રીઓ મારા તરફ જોઈને પરસ્પર ધીમે ધીમે સ્વભાષામાં વાતો કરતી અને ફરી મારા તરફ, મારા કુલી તરફ અને ગુરુનાદ બાવા તરફ આશ્ચર્યચકિત મુદ્રાથી જોતી હતી. છોકરાંઓ અમને જોઇને બીતાં હતાં. પુરુષો સંશય-યુક્ત મુદ્રાથી મારા તરફ જોઇ પરસ્પર કંઇ વાત કરતા હતા. સ્ત્રીઓ અને પુરૂષોએ મારા કુલીને મારા સંબંધે પ્રશ્નો કરીને ગભરાવી મૂક્યો. મારા તિબેટી ભોમિયાને તેઓમાંના એકે પોતાને ઘેર બોલાવ્યો. ભોમિયાએ અમારા ચાપાણીની વ્યવસ્થા કરવાની દરકાર કર્યા વિના પરવાનગી માગી. તે વખતે "અમારે માટે ગામમાંથી થોડુંક બળતણ લાવી આપ અને પછી જા" એમ મેં તેને કહ્યું. પછી મારા એક કુલી સાથે તેણે બે ચાર ઝાંખરાં મોકલી દીધાં. આની કિંમત મને બે આના પડી.

તિબેટમાં મુસાફરી કરતી વખતે ડાકટર સ્વેન હેડિન વગેરે પ્રવાસીઓને તિબેટી લોકો સંબંધે ગમે તેવો અનુભવ થયો હોય પરંતુ કેટલીક વ્યક્તિઓ બાદ કરતાં સામાન્ય તિબેટી લોકો સંબંધે મારો અભિપ્રાય તદ્દન વિરૂદ્ધ છે. મારા ધારવા પ્રમાણે તેઓ દુષ્ટ, લુચ્ચાઈથી ભરેલા અને નિર્દય હોવા જોઇએ. મનુષ્યત્વ એટલે શું તેની તેમને કલ્પના સરખીએ નથી. રસ્તામાંજ પ્રવાસીને એકલો મુકીને ભુટિયા લોકો પ્રમાણે આ લોકો પણ ચાલતા થાય ખરા. ટંટો કરવાનો તેમનો સ્વભાવજં છે. સદ્‌ભાગ્યે ભોમિયો અને કુલી સારા મળ્યા હોય તો ઠીક. નહિ તો અજાણ્યા પ્રવાસીની પૂરેપૂરી કમબખ્તી થાય, અને સારા માણસો મળવા બહુજ મુશ્કેલ છે. ભુટિયા લોકો પેઠે આ લોકો પણ અર્ધા જંગલી છે એમ કહેવામાં મને કંઇજ વાંધો જણાતો નથી. પશ્ચિમ તિબેટમાં બાકી બધું ઠીક છે, માત્ર લોકો સારા નથી. અહિંનું સૃષ્ટિસૌંદર્ય અનુપમ છે, અને ખનિજ પદાર્થોની ભરતી પણ ઘણી છે એમ કહેવાય છે; સિંધવ અને સાજીખારની મોટી ખાણો છે. માનસસરોવરને દક્ષિણ કિનારે રાકસ્તાલ અને માનસ એ બે વચ્ચે એક સોનાની ખાણની શોધ હાલમાંજ થઈ છે અને કહેવાય છે કે તે ખોદવા સંબંધે તિબેટ અને ચીનસરકાર વચ્ચે વાતચીત ચાલે છે. જે સ્થળે ખાણની શોધ થઈ છે તે સ્થળે ચીનના એક અધિકારીએ ( શેષચિત નામની પદ્વીવાળા અધિકારીએ )

પોતાનું થાણું રાખ્યું છે. પશ્ચિમ તિબેટમાંનાં હવા પાણી તંદુરસ્ત છે. તિબેટીઓને મુખ્ય વેપાર ઉન સિંધવ અને સાજીખાર તથા કાયમને ઉદ્યોગ કહીએ તો કામળીઓ વણવી, બકરાં અને વનગાયને ચારવાં અને ધાડ પાડવી એ છે. છેવટ વર્ણવેલ ધંધો એકંદર બધા લોકો કરે છે એમ ન કહીએ તો પણ એ ધંધો કરનારા લોક ઘણા છે. એ લોકોમાં એક સ્ત્રીને એક કરતાં વધારે પતિઓ કરવાની છુટ છે. તાકલાકોટના ઝુપનને પાંચ ભાઇ છે, અને એ છએ ભાઇઓ વચ્ચે એકજ સ્ત્રી છે એમ જ્યારે મારા જાણવામાં આવ્યું ત્યારે તો મને ઘણુંજ આશ્ચર્ય થયું જેને પેટ જન્મ થયો, તેની અને સગી બહેનની સાથે માત્ર લગ્ન થઇ શકતું નથી. તેઓ બૌદ્ધધર્મ પાળે છે એ હું આગળ કહીજ ગયો છું એમને આનંદ કરવાની રમતોમાં "ભૂતોને નાચ," શિકાર અને બધા એકઠા થઈને દારૂ (જાણુ) પીવો અને સાથવો ખાવો અને બેઠાં બેઠાં ગપ્પાં મારવા એટલે બસ, 'ભૂતોને નાચ" બહુ આનંદકારક છે. ભિન્ન ભિન્ન રંગના અને બિહામણા આકારનાં મોઢાં ચઢાવી પગે ઘુઘરા બાંધી ઢાલકાના તાલ પ્રમાણે નાચવું એને "ભૂતોને નાચ" કહે છે. નવીન પ્રવાસીને આ નાચ જોવામાં બહુ ગમ્મત પડે છે. આ નાચ મેં ગારગોટમાં જોયો. તિબેટી લોકોને પ્રેતવિધિ અને લગ્ન સમારંભ જોવાને મને પ્રસંગ મળ્યો નહોતો. પશ્ચિમ તિબેટના ચપટુ લોકો મજબુત બાંધાના

અને શુરા છે. તેમનો રંગ સ્હેજ પીળો, મોઢું પહોળું, આંખો ઝીણી અને નાક બેઠેલા ઘાટનું હોય છે; સ્રીઓ પણ એવીજ. બર્ખાતર્જનના અધિકારીની પુત્રી સૌંદર્ય માટે તે દેશમાં પ્રસિદ્ધ છે. મેં તેને જોઇ ખરી, પરંતુ તેને જોવાથી તેના સૌંદર્યની છાપ મારા પર બરોબર પડી નહિ. એનું કારણ મને એ જણાય છે કે સૌંદર્ય સંબંધે આપણો જે અભિપ્રાય છે તેની કસોટીમાં તેનું સૌદર્ય બરોબર ઉતર્યું નહિ, પરંતુ ત્યાંની બીજી સ્રીઓના પ્રમાણમાં તે બહુજ સુંદર દેખાતી હતી. તિબેટની સ્રીઓના વાળ બહુ લાંબા નથી હોતા તો પણ વનગાયના વાળથી તેઓ પોતાની એ ખોટ પુરી કરે છે. તેના વાળની ઝીણી ઝીણી વેણીઓ પાછળ પગ સુધી લટકતી રહે છે. વેણીઓમાં તેઓ ભૂરા, રાતા, આસ્માની લીલા વગેરે જુદા જુદા રંગના કાચના પારાનાં ઘરેણાં ઘાલે છે, અને છેડે ચાંદીના અથવા પિતળના ઘુઘરા બાંધે છે. તેઓ ડોકમાં, કાનમાં અને માથામાં જુદા જુદા રંગના પત્થરના અને ચાંદીના દાગીના પહેરે છે. તેમના પહેરવેશમાં પગમાં દોકચો (ઘુંટણ સુધીનો ચામડા અથવા બનાતનો અને શણના તળીઆંવાળો ચોરણો) શરીરે આપણા દેશમાં મુસલમાન લોકોની સ્રીઓ પહેરે છે તેવું લાંબુ ગરમ પહેરણ અને ઉપર બખુ (મોટો કોટ) તથા માથે બોચલાના આકારની ખભા સુધી પાછળ લટકતી ખુલતી ટોપી છે; પરંતુ ઘણે ભાગે સ્રીઓ માથે કંઈજ પહેરતી અથવા

ઓઢતી નથી. જેઓ લામા હોય છે તેમના માથાના વાળ ટુંકા કાપેલા અને બાકી બધા પુરૂષોના ચીનાઓ પ્રમાણે ગુંથી પાછળ લટકતા રાખવામાં આવે છે. સ્ત્રીઓમાં ઓઝલનો રિવાજ નથી. પૈસાદાર લોકો ઘોડાપર બેસીને મુસાફરી કરે છે. તે તરફ ઘોડોજ વધારે વપરાતું વાહન છે એમ મને જણાય છે. યાકનો ઉપયોગ ફકત માલ લાવવા લઈ જવામાંજ થાય છે. તિબેટી લોક મજબુત હોય તોએ બોજો ઉપાડી શકતા નથી. હમાલીનું કામ તે બીલકુલ કરી શકતા નથી.

બર્ણાતર્જનમાં અમારી આસપાસ ત્યાંની સ્ત્રીઓ, પુરૂષો અને છોકરાં સુમારે અર્ધો કલાક ઉભાં રહ્યાં. સ્ત્રીઓ અને કેટલાએક પુરૂષો ચકરડી પર ઉનનો દોરો વણતાં એક તરફ અમારી મજા જોતાં ઉભાં હતાં. ભુટીઆ અને તિબેટી લોકો ચાલતાં, બોલતાં નિરંતર આવી રીતે દોરો વણ્યા કરે છે. જ્યારે કાંઈ કામ ન હોય ત્યારે આ કામ કરતા રહે છે. અર્ધા કલાક પછી ગર્દી ઓછી થવા માંડી; પરંતુ પછી ભિખારીઓ અમને હેરાન કરવા લાગ્યા. કુલીએ ચા બનાવી, એટલે હું ચા બિસ્કિટ અને ઠારેલું દૂધ પીને જરા વિશ્રાંતિ લેવા સ્વસ્થ ચિતે બેઠો. કુલી અને ગુરૂનાદા બાવો પણ જમી રહ્યા. તિબેટમાં ચા કરવાની રીત આપણા જેવી નથી. ત્યાં આ રીતે ચા બનાવાય છે:–પાણી ઉકળે એટલે તેમા ચા નાંખવી; પછી

તે ચા વાંસની નળી જેવા એક પાત્રમાં રેડી તેમાં ચાકનું માખણુ ઠીક ઠીક નાંખી તેમાં સાથવો (કાયમ નાંખે છેજ એમ કંઇ નથી) કસણુવો પછી તે મિશ્રણુ રવઈથી ખુબ ઘોળવું. તે એટલે સુધી કે બધું એકરસ થઈ જાય પછી તે ચા બની ગણુાય રવઇ ઉપર નીચે ચાલે છે; ટુંકામાં કહીએ તો તે પાત્ર બરોબર પિચકારી જેવુંજ હોય છે. હું અવ-ધુત-ગીતાનો પાઠ કરતો બેઠો હતો ત્યાં ભોમીયાને દારૂ વગેરે પી તદ્દન બેહોશ થયેલો ગામમાંથી આવતો દીઠો; પરંતુ પાસે આવ્યો ત્યારે તે ધાર્યો જેટલો બેહોશ નહોતો, આવીને તેણુ સાંજનો મુકામ "દર્ચિનમાં" કરવાને સૂચવ્યું મને પણુ તે સૂચના પસંદ પડી.

તાકલાકોટથી માનસસરોવર સુમારે ચાળીશ પચાસ માઇલ દૂર છે; માનસ સરોવરથી બર્ખાતર્જન સુમારે પંદર વીશ માઇલિ છે; અને ત્યાંથી દર્ચિન સુમારે ગાર માઇલ દૂર છે. દર્ચિન નામે નાનકડું ગામડું શ્રીકૈલાસ પર્વતની તળેટીમાં દક્ષિણુ દિશાએ છે. આંહી એક બુદ્ધનો મઠ છે, મઠ ઘણો નાનો છે, તિબેટમાં પાકી સડકો નથી, નાના રસ્તાઓ નથી, એટલે પછી માપલ તો કયાંથી હોય? ઉપરાંત મારી પાસે કેટલું ચાલી આવ્યો તે જાણુવાનું યંત્ર પણુ નહોતું, તેથી ખરેખરૂં અંતર તો નજ કહી શકાય. શાસ્ત્રીય સાધનો મારી પાસે કંઇજ ન હતાં.

અમારી પાસે જે વધારાનો સામાન હતો તે બર્ખા-તર્જનમાં રાખી તેનું વાહન પણ ત્યાંજ રાખ્યું; કારણ ત્યાં ચરવા માટે થોડું ઘણું ખડ હતું. અમે બપોરે દોઢ વાગે દર્ચિન જવા નીકળ્યા. શુમારે નવ માઈલ ચાલ્યા ત્યાં સુધી પવન અમને અનુકૂળ હતો, પરંતુ પછી તે જોરથી ફુંકવા લાગ્યો, અને વીશ મિનિટમાં તો આકાશ કાળાં વાદળાંથી ભરાઈ ગયું. ચોપાસ અંધારૂં ફેલાઇ ગયું, અને ભયંકર દેખાવ થયો! તરતજ વરસાદના છાંટા પડવાની શરૂઆત થઇ. અમે ધીમે ચાલતાજ હતા, શાંતિ માટે ક્યાંય ઉભું રહેવું હોય તો પણ તે મેદાનમાં નહોતો કોઇ ડુંગરો, ટેકરી કે એકાદ નાનકડું ઝાડ! મારી પાસે છત્રી હતી તે મેં ઉઘાડી માથે ધરી રાખી, ગુરૂનાદબાવાએ માથે ભિક્ષાપાત્ર રાખ્યું અને કુલીઓએ કામળી ઓઢી લીધી. સુમારે પાંચ મિનિટમાં જોરથી કરા પડવા લાગ્યા. મારી છત્રી ફાટીને ભાંગી ગઈ! ગુરૂનાદબાવાનુ ભિક્ષાપાત્ર પણ ફુટી ગયું! અમારે આખે શરીરે તેમાં પણ માથે તો મોટા મોટા કરારૂપી ગોળીઓનો મારો ચાલ્યો! પરંતુ તેવી સ્થિતિમાં પણ માર્ગક્રમણ કર્યા વિના છુટકોજ નહોતો! સુમારે બે ઘડી સુધી અમે તે સખત કરાના વરસાદમાંજ ધીમે ધીમે માથા નીચાં રાખી શ્રીનારાયણ અને કૈલાસનાથનું ચિંતન કરતા આગળ ચાલ્યા જતા હતા! તે વખતે અમારે માથે બહુ વીતી. બધાં કપડાં ભીનાં તરબોળ થઇ ગયાં. ઉપરથી સખ્ત કરાનો મારો, બાજુથી

શરીરે સોયની અણી જેવો તીક્ષ્ણ પવન અને ટાઢનું તો પૂછવુંજ શું ? આવા વિકટ પ્રસંગે અમારી સ્થિતિ કેવી થઇ હતી તેનું વર્ણન મારાથી થઈ શકે તેમ નથી; વાંચકોજ તેની કલ્પના કરે તો બસ ! છેવટ છેવટ તો ગુરૂનાદાનું સઘળું ધૈર્ય છુટી ગયું, અને આગળ પગલું ન ભરાય એવી સ્થિતિ થતાંજ તે ટપ દઇને બેસી ગયો ! હું અને ભોમિયો સૌથી આગળ ચાલતા હતા. અમારી પાછળ સુમારે અર્ધા ફર્લાંગને અંતરે મારા કુલીઓ ચાલતા હતા. તેમનાથી પણ પા ફર્લાંગ પાછળ એકલો ગુરૂનાદા ધીમે ધીમે આવતો હતો ! તે ગુરૂનાદા ઉપર મને વારંવાર દયા આવતી પરંતુ તેનો શો ઉપાય ! વરસાદને લીધે સૌનું ધ્યાન પોતાના પગલાં તરફ હોવાથી આમ અંતર પડતું ગયું. હું શ્રી સદ્‌ગુરુ ચરણારવિંદનું ધ્યાન કરતો ભોમિયાના પગ સાથે પગ ઉપાડતો માથું નીચું રાખી ચાલતો હતો. સુમારે પાંચ વાગે વરસાદ બંધ થયો. મંદમંદ પવન વાવા લાગ્યો. સૂર્યકિરણ દેખાવા લાગ્યાં એટલે કુલી અને ગુરૂનાદા આવે ત્યાં સુધી નદીને દક્ષિણ કિનારે અમે બન્ને જણા—હું અને ભોમિયો—વિશ્રાંતિ લેતા સ્વસ્થ બેઠા. બધા ભેગા થયા પછી સિંધુનદી ઉતરી અમે સામે કાંઠે ગયા. આ સ્થળે સિંધુ નદીની પહોળાઈ દસ અગિઆર હાથ અને ઉંડાઈ કમરપુર પાણીની હતી. પાણી એટલું તો ઠંડું હતું કે તેની વેદના અમારે શરીરે અગ્નિ જેવી થઇ! સિંધુ નદી

ઉતરી રહ્યા પછી બધાએ સુમારે પંદરેક મિનિટ વિશ્રાંતિ લઈ આગળ ચાલવા માંડયું, અને સાંજે સાડા છ વાગતાં અમે દર્ચિન જઈ પહોંચ્યાં. અહીં બૌદ્ધ લામાની એક ગુફા છે. અમને તે ગુફામાં જગા મળી નહિ; મેદાનમાંજ પડયા રહ્યા! દર્ચિનમાં લામા પાસે સાથવો, ચા, ગોળ અને ચોખા વગેરે વેચાઉ માલ હતો, પરંતુ તે બહુજ ખરાબ અને બહુજ મોંઘો હતો. અમારો દર્ચિનમાં આખી રાતનો મુકામ હતો; એટલે રાતોરાત પડી રહેવા કયાંઈ આશ્રમનું સ્થાન મળે તો તે તપાસ કરવાનું ભોમિયાને મેં કહ્યું. તપાસ કરતાં ત્રણ માણસો રહે એવડી એક કોટડી અમને મળી. આ કોટડી ચારે બાજુ એક પર એક પત્થર ચડાવી ઉપર એક પત્થરની તકતી મુકી બનાવેલી હતી. ત્યાં દુર્ગંધ બહુજ આવતી હતી. આવું સ્થાન છતાં અમને તે વખતે તે રાજમહેલ જેવું લાગ્યું.

ચા કરવા માટે દેવતા સળગાવવા માંડયો. પણ સુમારે ચાર કલાક સુધી દેવતા થયો નહિ! પેટમાં સખ્ત ભૂખ લાગી હતી! છેવટે રાત્રે અગિઆર વાગે ચા વગેરે બને તેટલો દેવતા પડયો.

ચહા કરવા સારૂ મારી સાથેના મજુરો દેવતા સળગાવવાની ખટપટમાં હતા તે વેળાએ ઉગ્ર તથા ક્રૂર એવો એક રાક્ષસી તિબેટી માણસ ત્યાં આવ્યો અને મજુર પાસે

દેવતા માગવા લાગ્યો. તેની કેડે એક મ્હોટો છરો ખોસેલો હતો. મદ્યપાનથી તેની આંખો રાતીચોળ થઈ હતી અને તે ઘડી ઘડી અમારા સામું જોતો હતો. આ વખતે ફરી મને ડાકુઓ સાંભળી આવ્યા. તે મારા વૃદ્ધ મજુરને કહેવા લાગ્યો કે, હું પણ કૈલાસની પ્રદક્ષિણાએ જાઉં છું. તે સાંભળી મારી શંકા વધી. આ માણસ કોઈ ધાડપાડુ હશે અને તે અમારા ઉપર નજર રાખવા આવ્યો હશે દેવતા લઈ તે રાક્ષસ જતો રહ્યો.

બાર સાડાબાર વાગે અમે બધાએ ખાધું ! સુવા માટે એક વાઘનું ચામડું અને શરીરે પહેરેલાં કપડાં તથા આઠ દિવસ ચાલે એટલું ખાવાનું, આટલોજ સામાન મારી પાસે હતો. તે રાત્રે અમારામાંથી કોઈને ઉંઘ આવી નહિ. ભોમિયો ગુફામાં સૂતો હતો. આખી રાત સખત પવન અને કોઈ વખત કરાનો વરસાદ ચાલુજ હતાં. મળસ્કે પાંચ વાગતાં કોટડી બહાર આવી મેં આસપાસ જોયું તો આકાશ સ્વચ્છ હતું. વરસાદ વગેરે કાંઈ નહોતું. છ વાગે ભોમિયો અમને બોલાવવા આવ્યો; કારણ તે દિવસે અમારે કૈલાસની પ્રદક્ષિણા કરવાની શરૂઆત કરવાની હતી. સાડા છ વાગે અમે પ્રદક્ષિણા કરવાની શરૂઆત કરી.

શ્રીકૈલાસની પ્રદક્ષિણા કરતાં સુમારે ત્રીશ બત્રીશ માઇલ ચાલવું પડે છે. કૈલાસ પર્વતની આસપાસ ત્રણ

બાજુએ ત્રણ નદીઓ વહ્યા કરે છે. ઉત્તર તરફ પણ એક નાનકડી નદી છે તે કૈલાસ પર્વતમાંથીજ નીકળે છે. કૈલાસ પર્વતની તળેટીમાં ચારે દિશાએ ચાર બુદ્ધ લામાઓની ગુફા છે. તેઓ ગૃહસ્થાશ્રમી છે. આપણી તરફ જેમ ક્ષેત્રસ્થ ઉપાધ્યાય ( તીરથવાસી ગોર ) હોય છે તેમ આ લામા પણ અહિંના ઉપાધ્યાયજ છે. તેમની પાસે બકરાં, યાક વગેરે જનાવરો હોય છે, અને તેઓ ઉનનો વેપાર કરે છે. એમની ગુફામાં મુકામ માટે જગા મળે છે, અને તેઓ પૈસા લઇ ચા, સાથવો અને બળતણ પણ આપે છે. કૈલાસ પર્વતની દક્ષિણ દિશાએ તળેટીમાં " સિંધુ નદી " છે. તેનું મૂળ માનસસરોવરમાં છે, અને તે ત્યાંથી પશ્ચિમ દિશા તરફ વહે છે. કૈલાસ પર્વના ઇશાન ખુણામાં સુમારે ઓગણીશ હજાર ફુટની ઉંચાઇએ " ગોરી કુંડ " છે. આ કુંડની પૂર્વમાંથી બ્રહ્મપુત્રા નદી નીકળે છે. તે કૈલાસની પૂર્વમાં તળેટીમાં લગોલગ આગળ વહે છે. આ બન્ને નદીઓ મૂળમાં તો બહુ નાની છે. કૈલાસ પર્વતની ઉંચાઇ ત્રીંશ હજાર ફુટની છે એમ કહે છે.

દર્ચિનમાં મારા સાંભળવામાં આવ્યું કે કૈલાસની વાયવ્ય અને ઇશાન તરફ મોટી મોટી ખીણો છે. ત્યાં યાત્રાવાસી, ભૂટિયા વેપારી, તિબેટી ખંપા વગેરેને લૂટવાના ઉદ્દેશથી આઠ ડાકુ લોકો સંતાઈ રહ્યા છે. શ્રીસદ્ગુરુચરણાર-

વિંદનું ધ્યાન કરીને દર્શિનથી હું ઉપર કહ્યા મુજબ સવારે સાડા છ વાગતાં કૈલાસપ્રદક્ષિણા કરવા નીકળ્યો. સુમારે સાડા નવ વાગતાં પશ્ચિમ ગુફા પાસે નદીને કાંઠે અમે મુકામ કર્યો. અહીં અમે ચા વગેરે પીને તરતજ પાછા ચાલવા લાગ્યા. રસ્તે ચાલતાં રાતા રંગથી રંગેલા પથરાની ઘણી હારો અમારી નજરે પડી. બૌદ્ધ-ધર્મીઓ તેને પવિત્ર માને છે અને જતી વખતે તેને જમણી તરફ રાખી ચાલે છે. જતી વખતે ચઢઉતર બહુ આવી નહિ. સુમારે દોઢ બે વાગ્યે અમે વાયવ્ય દિશાની ખીણ અને પહાડ પાસે આવ્યા. ખરેખર એ સ્થાન બહુ ભયાનક જણાતું હતું. તે વખતે ત્યાં પક્ષી પણ નહોતું. ચાલવાના શ્રમથી અમે તદ્દન થાકી ગયા હતા તેથી સુમારે અર્ધો કલાક અમે નદીને કાંઠે બેઠા. હું જે સ્થળે બેઠો હતો ત્યાં તો પીળા રંગના ફુલનો જાણે ગાલીચોજ પાથર્યો હતો. ઘણે દિવસે એટલે હિમાલય મૂક્યા પછી પહેલીજવાર આ ફુલ મારી નજરે પડયાં. પ્રદક્ષિણાને રસ્તે જતાં કૈલાસ પર્વત તરફ જોઇએ તો બહુજ ગમ્મત પડે છે. બધે શાંત અને ગંભીર દેખાવ હોય છે. આવે સ્થળે અપવિત્ર વિચાર સરખો પણ મનમાં આવતો નથી. તે વાયવ્ય દિશાની ખીણમાં અમને કોઇ પણ પ્રાણી નહિ મળ્યું તો ડાકુ તો કયાંથીજ મળે ? સુમારે ચાર વાગતાં અમે ઉત્તર દિશાની ગુફામાં આવ્યા. અમે સતત દસ કલાકથી ચાલતા હત્તા, ત્યાં આવ્યા ત્યારે અમે તદ્દન થાકી ગયા હતા; હાથ-

પગ હમણાંજ તૂટી પડશે એમ થતું હતું, શરીરમાં બીલકુલ શક્તિ રહી નહોતી. છેવટે રાત્રિનો મુકામ આ ગુફામાંજ કરવાનું મેં ઠરાવ્યું. હમેશની માફક ચાપાણી આટોપી વ્યાઘ્રચર્મપર હું સુતો ત્યાંજ નિદ્રાદેવીએ પોતાના પુત્રની માફક મને અત્યંત પ્રેમથી પોતાના ખોળામાં લઇ લીધો.

આ ગુફામાંથી કૈલાસ પર્વતની શોભા બહુજ સુંદર દેખાતી હતી. આ ગુફાથી કૈલાસ પર્વત જો કે પા માઇલ દૂર છે તોપણ જાણે ચારજ હાથ છેટે હોય તેમ લાગે છે. ત્યાંથી મેં કૈલાસ તરફ જોયું ત્યારે રાકસ્તાલ સરોવરને કાંઠેથી કૈલાસ શિખર જોયું હતું તે સમયનું મને સ્મરણ થયું. આ ગુફાના ઓટલાપરથી જ્યારે આખો કૈલાસ પર્વત જોઇ વળ્યો ત્યારે આનંદાશ્રુથી મારી આંખો ભરાઇ ગઇ, અને હું આનંદના સામ્રાજ્યમાં સ્વેચ્છાથી વિચરવા લાગ્યો. હું હવે કૈલાસ પર્વતની તદ્દન તળેટીમાં આવ્યો હતો તેથી શિખર સ્પષ્ટ દેખાતું હતું; તે જોયા પછી આગળ કહી ગયા પ્રમાણે મદ્રાસ ઇલાકાના ચિંદબરના તે પવિત્ર, સુંદર અને રમણીય શિવસ્થાનનું મને ફરી સ્મરણ થયું. અસલ તેવોજ આકાર! ફક્ત તે શિખર મનુષ્યે ઉભું કર્યું છે અને આ કૈલાસ નૈસર્ગિક છે. ત્યાંનું શિખર સુવર્ણનાં પતરાંથી મઢી લીધેલું છે, ત્યારે કૈલાસનું શિખર શુભ્ર હિમાચ્છાદિત છે, તેથી જાણે તે રૂપાનાં પતરાંથીજ મઢી લીધું હોય તેમ

જણાય છે. સમતાનું બીજું ઉદાહરણ આપવું હોય તો ત્રંબકેશ્વરના શિવાલયના સભામંડપનું શિખર જોઈ લેવું. તે શિખરના જેવુંજ ચિદંબર અને કૈલાસનું શિખર છે. આકાર બધો સરખો, માત્ર રંગમાંજ ફેરફાર. કૈલાસનું શિખર શુભ્ર, ચિદંબરનું પીળું અને ત્રંબકેશ્વરનું કાળું છે. આ રીતે કૈલાસ પર્વતની શોભા તે ગુફાના ઓટલા પરથી હું સતત ત્રણચાર કલાક સુધી અવલોકન કરતો આનંદમાં બેઠો હતો. તે વખતે પ્રવાસના શારીરિક અને માનસિક સર્વ શ્રમ દૂર થયાં હોય એમ મને લાગ્યું. હું ત્યાં બેઠો હતો તે દરમિયાન તે મઠમાંનો લામા, તેના શિષ્યો, તેમની સ્ત્રીઓ વગેરે બધાં મારી પાસે આવતાં, મારી તરફ જોતાં, હું કોણ વગેરે મારા કુલીને પુછી જોતાં અને શંકાશીલ મુદ્રાથી પાછા પોતપોતાની ઓરડીમાં જતાં. અસ્તુ! આ પ્રમાણે તે ગુફામાં આખી રાત મુકામ કરી બીજે દિવસે મળસ્કે છ વાગતાં અમે આગળ ચાલવા લાગ્યા,

અમે જવા તૈયાર થયા ત્યારે ત્યાંનો લામા કહેવા લાગ્યો કે બેત્રણ દિવસ પહેલાં આઠ ડાકુઓએ એક ખંપાને જીવથી મારીને તેનાં બસો બકરાં અને તેટલીજ ચાક લૂંટી ગયા છે. તેજ પ્રમાણે પાસે એક સિંધવની ખાણ છે ત્યાંથી એક બીજા વેપારીનાં પાંચસો બકરાં તેઓ લૂંટીને લઈ ગયા છે. આ ડાકૂ લોકો ઝુંપન, ગુંપન વગેરે અમલદારોનાં

પણ બકરાં અને યાક ઘણીવાર લૂંટી લઇ જાય છે. આવે પ્રસંગે ચારસો પાંચસો માણસોનું લશ્કર લઈ તે અમલદારો આ લોકોનાં ટોળાંની પાછળ પડે છે, તેમની સાથે લડે છે, અને તેઓ નાસી જાય એટલે ચોરાએલ માલ પાછો આણે છે, પરંતુ મોટે ભાગે અધિકારી વર્ગનો માલ તેઓ લૂંટતા નથી. તિબેટની સરકાર પણ આ તરફ લક્ષ આપતી નથી. તિબેટમાં હથિઆરના પરવાનાનો કાયદો ન હોવાને સબબે ગમે તે માણસ શસ્ત્રો રાખી શકે છે, અને તે પ્રમાણે આ ડાકૂ લોકો કાયમ સશસ્ત્રજ હોય છે. આપણી પાસે હથિઆર હોય તોપણ એ ડાકૂઓની સામે સ્વરક્ષણાર્થે એ હથિઆરો આપણે વાપરી શકીએ કે કેમ તેની મને શંકાજ છે. ગુફામાંથી બહાર નીકળતાંજ આગળ કહ્યાં તેવી જાતનાં નાનાં નાજુક પીળા રંગનાં પુલ ફરી દૃષ્ટિએ પડયાં. તેમાંથી કેટલાંએક ફુલ મેં તોડી લીધાં અને મારી અવધૂત ગીતામાં રાખી મૂકયાં. તે બે ચાર પુલ હું ધૂળીઆ પાછો આવ્યો ત્યારે મારા મિત્રને ભેટ તરીકે ( તેના માગવાથી ) મેં આપ્યાં હતાં.

હવે અમે કૈલાસની પૂર્વ બાજુએ આવ્યા. સુમારે બાર વાગતાં બ્રહ્મપુત્રા નદીને કાંઠે ફરાળ કરવા ( ખાવા માટે ) અમે મુકામ કર્યો. ચા વગેરે પી સુમારે ત્રણ વાગતાં અમે ચાલવા માંડયું. જતાં જતાં પૂર્વાભિમુખ રહેલ

ઉંચેની એક ગુફા તરફ જોઇ તે ભોમિયાએ કહ્યું કે એ ઉપલી ગુફામાં એક મોટો હિન્દુ તપસ્વી રહે છે એમ સંભળાય છે. મેં તે ગુફા તરફ જોયું, તો તે સુમારે એક હજાર ફુટની ઉંચાઇએ હતી. આસપાસ ચારે બાજુનો પર્વત તુટી ગયો હતો, અને ગુફાના દ્વારની બન્ને બાજુએ હિમપ્રવાહ ચાલુ હતો તેથી ત્યાં જવું બહુજ મુશ્કેલ હતું. તેથી તેવી ગુફામાં કેવી રીતે જવાશે, અને તે સત્પુરૂષનાં દર્શન કઇ રીતે થશે એવો વિચાર કરતો તે ગુફા તરફ જોતો હુ ઉભો રહ્યો. સુમારે પાંચ મિનિટે તે ભોમિયાને મેં પૂછયું કે ઉપર જવાનો એકે રસ્તો છે? અથવા હોય તો તેની તને માહિતી છે? તેણે જવાબ આપ્યો "રસ્તો તો નથી, પરંતુ તમારી ઇચ્છા હોય તો આપણે બે જઇ આવીએ" તે ઉપરથી મેં મારા કુલીઓને "તમે પાસેની ગુફામાં જઇ બેસો, અમે બન્ને તે સત્પુરૂષનાં દર્શન કરીને આવીએ છીએ" એમ કહ્યું. તે પ્રમાણે કુલી તે તરફ ગયા અને હું તથા ભોમિયો ઉપર ચડવા લાગ્યા. સુમારે પાએક રસ્તો ચઢયા ત્યાં તો ભોમિયાના પેટમાં સખત દુઃખવા લાગ્યું, અને માથું એટલું ચડી ગયું કે તેનાથી ઉંચું પણ જોવાતું નહોતું! ટપ દઇને તે ત્યાંજ બેસી ગયો. પહેલાં તો મને તેણે ઢોંગ કર્યો હશે એમ લાગ્યું, પરંતુ પછી તેના ચહેરા પરથીજ જણાયું કે તેનું પેટ અને માથું ખરેખર દુઃખતાં હશે. પછી આંખો મીંચી એક ક્ષણ હું સ્વસ્થ

ઉભો રહ્યો. પરીક્ષાનો આ ખરો પ્રસંગ છે એમ મનમાં ધારી મેં નિશ્ચય કર્યો કે દેહ જાય તોએ શું! પણ તે મહા પુરૂષનાં દર્શન કરવા તે ગુફામાં તો જવુંજ. શ્રી સદ્‌ગુરૂ મહારાજને અને જેનાં દર્શન કરવા નીકળ્યો હતો તે તપસ્વીને મનથીજ સાષ્ટાંગ નમસ્કાર કરીને ગુફા તરફ જે મોઢું ફેરવ્યું તે પછી પાછું વાળીને જોયું પણ નહિ. અને લાગલોજ ચાલી નીકળ્યો. જતાં જતાં પાસેની ગુફામાં જ્યાં કુલીઓ હતા ત્યાં જવાનું તે ભોમિયાને કહી દીધું, અને કહ્યું કે, "છ દિવસ સુધી તમે મારી વાટ જોજો; અને પછી સાતમે દિવસે પ્રાતઃકાળમાં તમે તાકલાકોટ તરફ રવાના થજો. તે ભુટિયા વેપારી પાસે મેં પૈસા રાખ્યા છે તેમાંથી તમે તમારો પગાર લેજો. મારા કુલીને કહેજો કે તમે હિન્દુસ્તાન જાઓ ત્યારે જ્યાં પહેલ વહેલી ટપાલ ઓફિસ મળે ત્યાં તમને આપેલું કાર્ડ નાંખી દેજો. જાઓ સુખી રહો! પ્રભુ તમારૂં કલ્યાણ કરો!" ભોમિયાએ કુલીઓ તરફ ચાલવા માંડયું. જતી વખતે તેણે મને નમસ્કાર કરી મારી ઇચ્છા પરિપૂર્ણ થવાની પોતાની સદિચ્છા વ્યક્ત કરી. મારૂં લક્ષ ગુફા તરફ હોવાથી પાછું વાળી ન જોતાં મારો હેતુ મેં તેને ઇશારતથીજ જણાવ્યો અને મારા ધારવા પ્રમાણે તે સર્વ ને કળી ગયો.

આ પ્રમાણે આખરની સર્વ વ્યવસ્થા કરી મેં ઉપર

ચડવાની શરૂઆત કરી. તે રસ્તો પ્રથમના સઘળા રસ્તા કરતાં બહુજ વિકટ હતો. ગુફા સો એક હાથ દૂર રહી એટલે મારે વચ્ચે વચ્ચે બરફ પરથી ચાલવું પડયું. આ વખતે મારા પગમાં રોમન લોકોના જોડા જેવા જોડા અને મોજાં હતાં. ટાઢ સખત પડવા માંડી. હું ગુફા પાસેથી વહેતા હિમપ્રવાહ પાસે જઈ પહોંચ્યો; તે પ્રવાહ ઓળંગીને ગુફા પાસે જવાનું હતું, એટલે તે ઓળંગીને જવાનો પ્રયત્ન કરતાં કરતાં ત્રણ ચાર વખત તો બરફ પરથી પગ લપસવાથી હું લપસી પડયો. તૂટેલ પત્થર કે ઉભી ખો તરફ ન જાઉં તે માટે બને તેટલી કાળજી હું દર વખતે રાખતો હતો. છેવટે તે હિમપ્રવાહ ઓળંગીને ગુફા પાસે તો હું પહોંચ્યો. ત્યાં મારી દૃષ્ટિએ નવીન ચઢણ આવી, પરંતુ જેમ જેમ મારા રસ્તામાં વધારે વધારે અડચણો આવવા માંડી તેમ તેમ મારો નિશ્ચય અને ધૈર્ય વધવાજ માંડયાં. તે અડચણ એટલે કે ગુફાના મોઢા પાસે જવા એક મથોડું ઉંચી ચઢણ ચઢીને જવાનું! પગ મુકવાને બીલકુલ જગા ન હતી; એટલે ચઢીને જવાય શી રીતે! આમ વિચાર કરીને સૂક્ષ્મદ્રષ્ટિએ આમ તેમ હું જોતો હતો ત્યાં તો ત્રણ ચાર હાથ દૂર એક પત્થરમાં પગનાં આંગળાં રહી શકે એવા ખાડા ખોદેલા છે એમ મને જણાયું. ત્યાંથી ઉપર ગુફા તરફ નજર રાખી પટ લઇને વાંદરાની માફક ઉપર ચઢીને હું ગુફાના દરવાજામાં ઉભો રહ્યો. અંદર જોઉં

તો તદ્દન અંધારૂં હતું. હવે આગળ શું કરવું એ વિચાર મારા મનમાં થયો ત્યાં તો મારા દૃઢ નિશ્ચયે તેને આગળ આવવાજ દીધો નહિ; તેથી અને ગુફામાં ગરતાંજ કેડ પુર ઉંડો ખાડો હશે એમ કલ્પના ન હોવાથી મેં એકદમ પગલું આગળ ભર્યું; ત્યાં તો એકદમ જોરથી કમરપુર ઉંડા ખાડામાં પટકાઈ પડ્યો. મને કંઈજ દેખાતું નહોતું, હું ગોઠણુ ભરીને ચાલવા લાગ્યો, અને ચાલતાં ચાલતાં આસ-પાસ હાથથી તપાસવા લાગ્યો. ઘણીવાર સુધી મારે હાથે કશાનો સ્પર્શ થયો નહિ. એમજ ગોઠણુ ભર ચાલતો હતો ત્યાં તો કોઈના માથા સાથે મારૂં માથું ભટકાયું હોય એમ મને લાગ્યું! મેં હાથથી તપાસી જોયું તો તે માથું ખાસ માણુસનું છે એમ લાગ્યું, કારણ મારા હાથમાં વાળ આવ્યા. વળી ત્યાં સ્હેજ સ્હેજ દેખાવા પણુ લાગ્યું. જ્યારે મને મનુષ્યાકૃતિ દેખાવા લાગી ત્યારે હું તરતજ સાષ્ટાંગ નમસ્કાર કરીને "**ત્રાહિ મામ્ ત્રાહિ મામ્**" કહીને જમીન પર એમનો એમ પડી રહ્યો. તરતજ મનુષ્યનો શબ્દ સંભળાયો કે "તુમ કોન હૈ, હ્યાં કૈસે આયે?" પડયા રહીનેજ મેં જવાબ દીધો, "મહારાજ! ભગવન્! આપની કૃપાદ્રષ્ટિએ આ આપના દાસને આપના ચરણુ પાસે આણ્યો છે." ત્યારે કોઈ હસ્યું હોય એમ મને જણાયું. "અચ્છા, વત્સ, ઉઠ કર બૈઠ!" એ શબ્દો મેં સાંભળ્યા અને કોઇ મારો હાથ પકડી મને ઉભો કરે છે

એમ લાગ્યું; એટલે હુ ઉભો થઈ બેઠો, પરંતુ આંખો ઉઘાડી નહોતી. પછી આંખો ઉઘાડી જોઉંછું તો પાસેજ ખુણામાં એક મંદ મંદ દીવો બળતો હતો; અને મારી સમક્ષ વ્યાઘ્રચર્મ પર એક ભવ્ય, સુંદર, ગંભીર અને પુષ્ટ આકૃતિ પદ્માસન વાળી બેઠી હતી. મેં ફરીવાર પ્રેમ અને સદ્‌ભાવથી નમન કર્યું અને “ત્રાહિ માં ત્રાહિ માં” એવી પ્રાર્થના કરી. પછી હું દેહભાન વિસરી ગયો. તે અત્યંત પ્રેમનો આવેશ પુરો થયો એટલે તે મૂર્તિ તરફ હું નિહાળીને જોવા લાગ્યો. અહો! કેવું સુંદર સ્વરૂપ! તે સતપુરૂષનો દેહ લાંબો, પુષ્ટ, મજબૂત અને કસાએલો હતો; કપાલ અને નેત્રો વિશાળ હતાં; આંખો એટલી તો પાણીદાર હતી કે જાણે બ્રહ્મતેજ સઘળું ત્યાંથીજ નીકળ્યું હોય નહિ! નાસિકા સરલ, દેખાવડી અને સ્હેજ કમાનની પેઠે વળેલી હતી; માથે ભૂરા અને ગુચ્છાદાર વાળ હતા અને તે ખભા પર આળોટતા હતા, દાઢી ચાર પાંચ આંગળ લાંબી હતી અને તેનો રંગ પણ ભૂરોજ હતો, ડોક ભરાઉ હતી, સ્કંધ ઉન્નત હતા; છાતી પહોળી અને ભરાવદાર દેખાતી હતી, અને પેટ લાંબું અને પાતળુંજ હતું; પેટે ત્રણ વળીયાં પડયાં હતાં; મૂર્તિ દિગંબર હતી, તેમજ શરીરે વિભૂતિ વગેરે કાંઇ નહોતું. સંપત્તિમાં પાસે એક કમંડળ અને વ્યાઘ્રચર્મ પડયાં હતાં. જોવામાં સાઠ બાસઠ વર્ષની ઉમ્મર જણાતી હતી. સારાંશ, આવો સુંદર અને તેજસ્વી પુરૂષ મેં શ્રી સદ્‌ગુરૂ સીવાય મારા

જન્મારામાં બીજો કોઈ જોયો નહોતો, મ્હોડા તરફ એકીટસે જોઈ રહીએ તો જોનારને એમજ લાગવું જોઇએ કે શાંતિ, ગાંભીર્ય, આનંદ અને તેજનું આજ નિવાસસ્થાંન છે; પ્રેમની તો જાણે ખાણુજ! વાણીમાં કેટલી બધી મધુરતા! આવી તે મૂર્તિ તરફ પેટ ભરીને થોડીવાર અવલોકન કર્યું અને પછી બોલવાની શરૂઆત કરી. મહારાજનું જન્મસ્થાન, શીલ, નામ વગેરે પૂછવા માંડતાંજ તેમણે એવા પ્રશ્નો પૂછવાની સાફ ના પાડી. પછી મેં ધ્યાનયોગ સંબંધે કેટલીક માહિતી પૂછી, તે તેમણે આપીને મારી શંકાનું સમાધાન કર્યું. હું મારી માતૃભાષા એટલે મરાઠી ભાષામાંજ પ્રશ્ન કરતો હતો, અને તેના ઉત્તર પણ મને તેજ ભાષામાં મળતા હતા. તદ્દન શુદ્ધ મરાઠી ભાષા મેં અહીંજ સાંભળી. તે સત્પુરૂષે મને કહ્યું કે જગતમાં "જેટલી ભાષાઓ છે તે સઘળી મને આવડે છે; ગમે તે ભાષામાં બોલ." અમે વચ્ચે વચ્ચે ઇંગ્રેજી ભાષામાં પણ બોલતા હતા. આ પ્રમાણે બોલતાં એક વાત મારા ધ્યાનમાં એ આવી કે જે ભાષાની એકવાર શરૂઆત કરી તે ભાષા પુરી થતાં (વાકય અથવા બોલવાનું પૂરૂં થતાં) સુધીમાં તેમાં ભૂલથી પણ તે સિવાયની બીજી ભાષાનો એક પણ શબ્દ આવી જતો નહોતો. એ સત્પુરૂષે યોગબળ પુરેપુરૂં મેળવ્યું છે; અને એ ખરેખર બ્રહ્મવેત્તા છે એમ મને મારી મનોદેવતા કહેતી હતી, અને તેની ખાત્રી પણ મને તરતજ થઇ. આશા છે કે આવા મહાપુરૂષનાં

દર્શન બધાને થશે એવી હું મનોભાવે પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું. ત્રણ દિવસ હું તેમના સત્સમાગમમાં રહ્યો; એ ત્રણ દિવસમાં હું ફક્ત જળપાન કરીનેજ રહ્યો. આ શક્તિ તે મહાત્માનીજ; હું રોજ સવાર સાંજ એક બરફનો કકડો લાવી કમંડલુમાં રાખતો અને તે ઓગળી જાય ત્યાં સુધી કમંડલુને તે મહાત્માની પાસે મુકી રાખતો, પછી પોતે સ્વહસ્તે કમંડલુ મને આપી તેમાંના જલનું પાન કરવા બહુજ પ્રેમથી આગ્રહ કરતા. આ નિસ્વાર્થ પ્રેમનું ચિત્ર શબ્દદ્વારે આંકવા હું સાવ અસમર્થ છું. જો કે ફક્ત પાણી ઉપરજ હતો તો પણ મારી શારીરિક તથા માનસિક શક્તિ જરાએ ઓછી થઈ નહોતી. હું હમેશ જેવો આનંદી તથા સુખી હતો. એટલુંજ નહિ પણ મને ઓર વિશેષ તૃપ્તિ જણાતી. આ મહાભાગ કાંઈ પણ સેવન કરતા નહોતા. જ્યારે જ્યારે તેમના તરફ જોતો ત્યારે ત્યારે તે અખંડ બ્રહ્માનંદમાં નિમગ્ન જણાતા, પછી તે રાતની વેળા હો કે દિવસની હો. આ મહાભાગનુંજ અવલોકન કરતાં બેસવું એજ મારો આ ત્રણ દિવસનો વ્યવસાય હતો. રોજ આસરે બબે ત્રણ ત્રણ કલાક તેમનું અને મારૂં સંભાષણ થતું. મારી પાસે સુવાનું કાંઈએ સાધન નહોતું ત્યારે તે મહાભાગ પોતાનું વ્યાઘ્રચર્મ મને પાથરવા આપતા ને પોતે જમીન પરજ બેસતાં. આહાહા ! સાક્ષાત્ પ્રેમનીજ મૂર્તિ ? રાતનાં ઉંઘમાં મારા માથા નીચેથી મારો હાથ કાઢીને માથું પો-

તાના ખોળામાં રાખી પોતે સચ્ચિદાનંદ સ્વરૂપમાં મગ્ન થઇ બેસતાં એવું ઉંઘમાંથી જાગી જતાં મને જણાતું હતું. પ્રથમથીજ આ પ્રેમાળ મહાત્માએ મને "વત્સ" એવા શબ્દથી બોલાવ્યો હતો તે યથાર્થ હતું.

હું શ્રી માનસસરોવરને કાંઠે હતો તે વખતે છેલ્લે દિવસે કોઈક એકાદ ઉપનિષદ્ સુસ્વરથી ગાતું હોય એમ સંભળાયું હતું, અને તે ગાનારનો આતુરતાથી શોધ કરતાં ફરતાં ફરતાં રેતીમાં કોઈક મનુષ્યનાં પગલાં નજરે પડયાં હતાં અને તેનો માર્ગ કાઢતો કાઢતો હું ગયો હતો એ વાંચકોને સાંભરતું તો હશેજ. તે પગલાં આજ સત્પુરૂષનાં અને તે ગાયન પણ આ મહાત્માનુંજ હતું; એ વાત જ્યારે તે મહાપુરૂષે કૃપાવંત થઇને સ્વમુખે મને કહી ત્યારે મને ઘણોજ આનંદ થયો. ત્રણ દિવસ સુધી મારે અને તે સત્પુરૂષને શી શી વાતચીત થઈ તે હું લખી શકવાને સમર્થ નથી.

તે મહાત્માના સમાગમમાં તે ત્રણ દિવસ ત્રણ ક્ષણ પ્રમાણે વ્યતીત થઈ ગયા. બહુજ આનંદ થયો. હું ધારૂં છું કે એવા સત્પુરૂષો આ જગતમાં બહુજ થોડા હશે. સ્વામી વિવેકાનંદે એક જગાએ કહ્યું છે કે, કેટલાંએક કારણોથી કેટલાએક મહાત્માપુરૂષો એકાંતમાં શાંતિથી જગતના કલ્યાણ માટે પ્રયત્નો કર્યા કરે છે, અને એવાજ સત્પુરૂષોએ એકાં-

તમાં રહ્યાં રહ્યાં મોટાં મોટાં કલ્યાણનાં કામો કરાવ્યાં છે. આવા પુરૂષો જગત્‌ની દ્રષ્ટિએ પડતા નથી, પરંતુ તેવા થયા છે, થાય છે અને થશે પણ ખરા, અસ્તુ. ચોથે દિવસે સવારમાં મને જવાની આજ્ઞા થઈ. મેં તેમના ચરણોમાં મસ્તક મૂક્યું. પછી ગુફાના મુખ સુધી અને આગળ હિમ-પ્રવાહ ઓળંગી પાર જતાં સુધી પહોંચાડવા માટે તેઓ મારી સાથે આવ્યા, અને પાછા ફરતાં ફરતાં મને કહ્યું, “તીર્થપુરીમાં મારા ગુરુબંધુ છે, તેમની પાસે પણ જવું, ભૂલવું નહિ.” મેં ફરીવાર ચરણોમાં મસ્તક નમાવ્યું, અને પર્વત ઉતરવાની શરૂઆત કરી. પછી થોડીવારમાં જ્યાં મારા કુલી વગેરે હતા ત્યાં હું જઈ પહોંચ્યો. બધાને આનંદ થયો, મારી સાથે ન આવ્યો તે માટે ગુરૂનાદા બાવાને ઘણો પશ્ચાત્તાપ થયો, અને તેને ઘણું માઠું લાગ્યું, પરંતુ પછી શો ઉપાય ? પછી મારે “ગૌરીકુંડ” જવું છે એમ મેં મારા કુલીઓને કહ્યું; પરંતુ ગૌરીકુંડ આવવા માટે કોઈ તૈયાર થયું નહિ, એટલે આખી રાત ત્યાંજ મુકામ કરી મળસ્કે ત્રણ વાગતાં ગૌરીકુંડ તરફ જવાનો મેં નિશ્ચય કર્યો, અને તે સર્વેને જણાવી દીધો. ગૌરીકુંડ ન જવા માટે મારા કુલીઓએ બહુજ પ્રયત્ન કર્યો, અને ભોમિયાએ પણ તેજ પ્રમાણે આગ્રહ કર્યો. ‘હું જવાનો છું, પછી હું મરૂં અથવા જીવું તેની દરકાર નથી.’ એટલો એકજ જવાબ મેં તે બધાને આપ્યો. મારી સાથે આવવા કોઈ પણ તૈયાર

નથી એ જોઈ, મેં બધા નોકરોને મારી પાસે બોલાવ્યા, અને જે પ્રમાણે તે ગુફા માંહેના સત્પુરૂષનાં હું દર્શન કરવા ગયો ત્યારે તમે ચાર પાંચ દિવસ સુધી મારી વાટ જોઇ હતી, તેજ પ્રમાણે હવે બીજા સાત દિવસ મારી વાટ જોતા અહિંજ મુકામ કરી રહો. તેટલી મુદતમાં હું આવું તો ઠીક છે, નહિ તો તમે તાકલાકોટ પાછા ચાલ્યા જજો. ત્યાંથી તે ભુટિયા વેપારી પાસેથી પગાર લઈ તમે હિંદુસ્તાનનો રસ્તો પકડજો. જ્યાં પોસ્ટ ઓફિસ પ્રથમ મળે ત્યાં આપેલું પોષ્ટકાર્ડ ટપાલમાં નાંખવાનું ભૂલી જશો નહિ. આ પ્રમાણે વ્યવસ્થા કરી મેં પગે કામળાના પટા વીંટાળી દીધા, શરીરે આઠ ગરમ કપડાં પહેર્યાં, હાથમાં પોલાદની અણીવાળી લાંબી લાકડી લીધી, આંખે વાદળી રંગનાં ચશ્મા ચડાવ્યાં અને ખાવા માટે ખિસ્સામાં માય તેટલાં બિસ્કિટ ભરી લઈ ગૌરીકુંડ જવાની તૈયારી કરી દીધી. સિવાય રામેશ્વરનો સેતુ ગૌરીકુંડમાં અર્પણ કરવા માટે જે હું સાથે લાવ્યો હતો તે પણ ખીસ્સામાં લઇ લીધો હતો. બધાની રજા લઈ હું મારે માર્ગે પડયો. મારે ઇશાન દિશામાં ઉપર ચડવાનું હતું તે પ્રમાણે દિશા ધ્યાનમાં લઇ ધીમે ધીમે માર્ગક્રમણ કરવાની શરૂઆત કરી. હવે એકલો હોવાથી ચાલતાં ચાલતાં વચ્ચે મારા મનનો વિક્ષેપ થવાનું કાંઇજ કારણ રહ્યું નહોતું એટલે નામસ્મરણ કરતો, ધ્યેય તરફ લક્ષ રાખી સતત ચાલ્યો જતો હતો. માત્ર બરફ પરજ

ચાલવાનો આ મારે બીજો પ્રસંગ હતો. બરફમાં રસ્તો કે કેડી દેખાતા નહોતા. વચ્ચે વચ્ચે હિમપ્રવાહ વહેતા હતા. મળસ્કાથી સવાર પડતાં સુધી, એટલે શુમારે બે ત્રણ કલાક એકલો ચાલતો હતો, તોપણ મને બીલકુલ ભય લાગ્યો નહિ, તેમજ થાક પણ લાગ્યો નહિ. બહુજ ઉત્સાહ અને નિશ્ચય ભર્યો હું ચાલતો હતો. જ્યાંથી ચઢણ શરૂ થાય છે તે સ્થળે હુ સવારે સાતવાગે પહોંચ્યો. ત્યાં થોડો વખત શાંતિ લઇ બિસ્કિટ ખાધાં, અને ઠંડુ પાણી પીધું એટલે પેટમાં શાંતિ વળી. ધીમે ધીમે બરફ પર થઈ હું ઉપર ચડવા લાગ્યો. છ સાત હાથ ઉપર ચઢી વિશ્રાંતિ લેવા પંદર વીશ મિનિટ ઉભો રહેતો હતો! કોઇ કોઈવાર તે બરફ પરજ પટ દઈને હું બેસી જતો! ચઢતાં ચઢતાં પગ લપસવા લાગ્યા એટલે હાથમાં રહેલી લાંબી લાકડી બરફમાં ખોસી તેને આધારે ધીમે ધીમે ચઢવા લાગ્યો! શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. હાથનાં આંગળાં અને મોઢું લાલ દેખાવા લાગ્યાં. હાથનાં આંગળાં ટાઢથી બહેર મારી વળી ગયાં. સુમારે એક વાગતાં ભુખ લાગ્યા જેવું થવાથી બરફના એક પથરા પર બેસી બિસ્કીટ ખાવા માંડયાં; ઠંડું પાણી પી ફરી પાછી ચઢવાની શરૂઆત કરી. જેમ જેમ હું ઉપર ચડવા લાગ્યો તેમ તેમ મારા શ્વાસોચ્છ્વાસમાં વાંધો પડવા લાગ્યો. શરીર પર સોજા ચડતા હોય એમ થયું, પછી નસો એકદમ સુજી જવા માંડી; પવન જોરથી ફૂંકા-

વાથી ટાઢ અસહ્ય થઈ પડી. સુમારે પાંચ વાગતાં એક બરફના ખડક પર ચડીને આસપાસની શોભા હું જોતો હતો. ત્યાંથી માનસ અને રાકસ્તાલ સરોવર બહુજ રમણીય દેખાતાં હતાં, અને "ગેરૂવા માન્ધાતા" વગેરે શિખરો બહુજ શોભાવાળાં જણાતાં હતાં. તેમજ તિબેટનું ડુંગરી મેદાન અને તેમાંથી સિંધુ બ્રહ્મપુત્રા વગેરે નાગાકાર વહેતી મોટી મોટી નદીઓની શોભા પણ અવર્ણનીય જણાતી હતી.

તે બે સરોવરની પેલીપાર રહેલ પર્વતની હાર એજ જેનું શરીર, માનસ અને રાકસ્તાલ એ બે સરોવરો જેનાં નેત્ર, એ બે સરોવરો વચ્ચે રહેલ પર્વત એજ જેની નાસિકા, સરોવરથી કૈલાસ પર્વત સુધીનો પર્વતનો સપાટ પ્રદેશ એજ જેનું ઉદર, વચ્ચે વચ્ચે નાગાકાર રીતે વહેતી નદીઓ એજ જેની રગો અને નાડીઓ અને કૈલાસ પર્વતથી બન્ને બાજુ ચાલી જતી પર્વતની હારો એજ જેના પગ, એવું તે પરમેશ્વરનું વિરાટ સ્વરૂપ જોઇ મને બહુજ ગમ્મત પડી, અને એ આનંદના આવેશમાં મને એમ થયું કે જાણે મારા પગ નીચે રહેલ ખડક હાલ્યો. બસ થઈ રહ્યું ! આટલી કલ્પના મનમાં આવી અને હું જે ખડક પર ઉભો હતો તે ખડક મને લઇને નીચે સરે છે એમ જોયું ત્યાં તો હું હવે ચોકસ મરી જવાનો એવો વિચાર મનમાં ઉઠયો, અને મને ચકરી આવી ! જે સ્થળેથી હું નીચે

પડયો તે સ્થળેથી ગૌરીકુંડ શુમારે પંદરસો સોળસો ફુટની ઉંચાઇએ હશે એમ મને લાગે છે. શુમારે રાત્રે નવ વાગતાં જ્યારે હું શુદ્ધિમાં આવ્યો ત્યારે હું મરણાવસ્થામાં કમ્મરપુર બરફમાં ખુડેલો અને પેટપર પાતળા બરફનો થર બાઝેલો અને ચતો પડેલો હતો! પ્રિય બંધુઓ, તે વખતની મારી સ્થિતિની કલ્પના માત્ર કરશો તોપણુ તમારાં રૂવાં ઉભાં થયા વિના રહેશે નહિ! આંખો ઉઘાડી મેં ઉપર જોયું તો આકાશ સ્વચ્છ હતું અને તેમાં તારાઓ ચળકાટ મારી રહ્યા હતા; પરંતુ ચારેપાસ અંધારૂં હતું. અંધારાથી હું દિશા ભૂલી ગયો. છેવટે હાથમાંની લાકડીથી અર્ધાપર્ધો ઠરી ગએલ બરફ તોડીને મેં મારી જાતને છુટી કરી અને એકવાર ઉભો રહ્યો. તે વખતે મારૂં શરીર સ્હેજ સ્હેજ કળતું હતું. રાત્રિનો વખત એટલે હવે કઇ દિશાએ જવું તેની પંચાતમાં હું પડયો. છેવટે સવાર સુધી ત્યાંજ પડયા રહેવાનો નિશ્ચય કર્યો; સવારનું સવારે ધારી સ્વસ્થ રહ્યો. આવો વિચાર કરી પાસેની લાકડીથી કમરપુર ઉંડા બરફમાં એક ખાડો ખોદી કાઢયો; શરીરપરથી એક કોટ ઉતારી માથે ઓઢી લીધો, અને હાથ પગનાં પેટ પાસે ટુંટીયાંવાળી તે ખાડામાં આખી રાત પડયો રહ્યો. વીશ વીશ મિનિટે કોટપરનું બરફ ઝાટકી નાંખવાની જરૂર પડતી હતી. તદ્દન થાકી ગયો હતો તોપણુ તે રાત્રે મને બીલકુલ નિદ્રા આવી નહિ. બરફમાં ખાડો ખોદીને માથે ઓઢીને તેમાં બેસીએ

તો ટાઢથી વિશેષ શરીરે ચટકા ભરે તેવા તિબેટના પવનથી ઘણું રક્ષણ થાય છે એમ મેં જે સાંભળ્યું હતું તેનો અનુભવ કરવાનો મને ત્યાં પ્રસંગ મળ્યો! સવારે સૂર્યોદય સુધી બરફ પડતું હતું. આખી રાત ટાઢે ઠરનાર કોઈ પ્રાણી હોય તો તે પ્રદેશમાં હું એકલોજ! તે રાત્રે મને કેટલી હેરાનગતિ થઈ તે વર્ણવી શકાય તેમ નથી! તે બરફમય, નિર્જન અને ભયાનક પ્રદેશમાં શુદ્ધિમાં આવ્યા પછી જ્યારે હું ઉભો રહી આમ તેમ જોતો હતો ત્યારે મને એક પણ વિચાર સૂઝ્યો નહિ! શૂન્ય દૃષ્ટિએ ઉંચે આકાશ તરફ જોતોજ હું થોડીવાર ઉભો રહ્યો. ઉપર કહ્યા પ્રમાણે ખાડામાં બેઠા પછી મેં ઘડીઆળ જોયું તો તે બંધ પડયું નહોતું. તે વખતે બાર વાગ્યા હતા. સવારે સૂર્યોદય થયા પછી પ્રથમ મારી પાસે જે બિસ્કિટો હતાં તેમાંથી થોડાએક ખાધાં અને ઉપર ચડવા લાગ્યો. પરંતુ દિશા ભૂલી જવાથી ઉલટો હું નીચેજ ઉતરવા લાગ્યો. આખો દિવસ બરફમાં રખડતો હતો. ગૌરીકુંડ દેખાતો નહોતો તેમજ મારો કેમ્પ (કુલી રહ્યા હતા તે જગો) પણ નજરે પડતો નહોતો! મને લાગ્યું કે ચોકસ હું રસ્તો ભૂલ્યો છું. ચાલતાં ચાલતાં સાંજ પડી, એટલે આગલા દિવસ પ્રમાણે તે રાત્રે પણ બરફમાંજ મુકામ કરવો પડયો! બીજો કાંઈ ઉપાયજ નહોતો. સવાર પડી એટલે ભુખ પણ લાગી અને બાકી રહેલાં સર્વ બિસ્કિટો હું ચટ કરી ગયો, અને નીચે

ઉતરવાની શરૂઆત કરી. સૂર્યાસ્ત થતાં સુધી બરફમય પ્રદેશમાં સતત ચાલતો હતો! તદ્દન થાકી ગયો હતો, દિશા ભૂલી ગયો હતો એટલે કઈ તરફ જાઉં છું તે સમજાતું નહોતું! હવે શું કરવું એમ વિચાર કરતો કરતો કૈલાસની તળેટીમાં ઉતરી પડયો; એટલે રાત્રિનો મુકામ ત્યાંજ કર્યો. ભુખ તો લાગી પરંતુ પાસે ખાવાનું કયાં હતું? રાતની રાત ભૂખ્યાં પસાર કરી દીધી! ત્રીજે દિવસે સૂર્યોદય થયે તળેટીમાંજ ચાલવા લાગ્યો, થોડીવારે પ્રદક્ષિણા વખતની નિશાનીઓ જણાવા લાગી એટલે પુષ્કળ ધૈર્ય આવ્યું. ત્રીજે દિવસે બપોરે હું મારે મુકામે આવી પહોંચ્યો. અપવાસને લીધે ટાઢથી અને ચાલવાના થાકથી હું તદ્દન થાકી ગયો હતો અને જેવો કેમ્પમાં આવ્યો કે બેશુદ્ધ થઈ પડયો! શુદ્ધિમાં આવ્યા પછી પ્રથમ કુલીઓએ ખાવા માટે મને બિસ્કિટો આપ્યાં, અને કમંડલ ભરીને ઉની ચા પીવા આપી એટલે થોડીવારે હું તાજો થયો અને કુલીઓ સાથે બોલવા લાગ્યો. થએલી સર્વ હકીકત અથથી ઇતિ સુધી તેમને કહી સંભળાવી, જે સાંભળીને તેઓ ઘણા દિલગીર થયા. પછી મેં તેમને કહ્યું કે આવતી કાલે ત્રણ વાગે હું ફરીવાર ગૌરીકુંડ તરફ ઉપડી જવાનો છું, તો બીજા સાત દિવસ તમે અહિંજ મુકામ કરી રહો. આમ કહેતાંજ મારા નોકરો મારે હાથે પગે પડી હરેક રીતે મારા એ નિશ્ચયને-તેમની દૃષ્ટિએ જણાતી-એ મારી હઠને દૂર કરવાનો

પ્રયત્ન કરવા લાગ્યા; પરંતુ મેં મારી હઠ મુકી નહિ. મારો નિશ્ચય ફરવો અશકય હતો. પ્રથમ પ્રમાણે મેં મારી તૈયારી કરી લીધી, ખિસ્સાં બિસ્કિટથી ભરી લીધાં. પગે કામળાના ફરી નવા પાટા બાંધી દીધા અને મળસ્કે ત્રણ વાગતાં કુલીની રજા લઈ મેં મારો રસ્તો પકડયો. શ્રીનારાયણ કૃપાથી વચ્ચે કોઈ પણ જાતનું વિઘ્ન ઉપસ્થિત ન થતાં સાંજરે સાડાપાંચ વાગે હું ગૌરીકુંડને કાંઠે જઈ ઉભો રહ્યો. તે દિવસ શાંત અને આકાશ સ્વચ્છ હતું તો પણ વચમાં અકસ્માત એકાદું સંકટ ઉભું થાય એ ભીતિથી સવારના ત્રણથી સાંજના સાડા પાંચ થતાં સુધી હું સતત ચાલ્યો હતો. ફરી ખાવા માટે હું વચ્ચે વચ્ચે રોકાતો હતો. સુમારે પાંચ હજાર ફુટ ઉંચે ચડી જતાં મને એટલો વખત લાગ્યો.

ગૌરીકુંડ સમુદ્ર સપાટીથી સુમારે વીસ હજાર ફુટની ઉંચાઇએ છે. ગૌરીકુંડનો પરિઘ સુમારે ત્રણ ચાર ફર્લાંગનો છે. આ કુંડ કુદરતીજ છે, આ કુંડથી કૈલાસ શિખર દશ હજાર ફુટ ઉંચે હશે. આ સ્થળે બરફ સિવાય બીજું કંઈજ નથી. ટાઢની તો વાતજ ન પૂછવી ! મારા હોઠની તો પૂરેપૂરી કમબખ્તી થઈ; શ્વાસોચ્છ્વાસમાં બહુજ ત્રાસ થવા લાગ્યો; હાથનાં આંગળાં વળીને કોચલાં થઈ ગયાં; નસો સુજી જવા લાગી; જ્યાં જોઇએ ત્યાં બરફ, બરફ ને

બરફજ ! તેટલા પ્રદેશમાં પ્રાણી કહીએ તો એકલો હુંજ ! શહેરમાં રહેનારા માણસને તો તે સ્થળે શાંતિ અને ઠંડીનું ખરેખર જુલમી રાજ્યજ છે એમ લાગે. કૈલાસના શિખર પરથી વહેતા હિમપ્રવાહ ગૌરીકુંડમાં પડે છે. આ હિમ-પ્રવાહો જોવાની બહુજ ગમ્મત પડે છે. ગૌરીકુંડમાં નીચે પાણી છે, પરંતુ ટાઢ એટલી તો છે કે તે પર ચાર પાંચ ફુટ જાડો બરફ પડયો રહે છે ! ત્યાં પાણી તો દેખાતુંજ નથી, ઉપલો થર ભાલા જેવા અણીદાર પોલાદના લોઢાથી તોડીએ એટલે નીચેથી પાણી ઉપર આવે. મારાથી ત્યાં સ્નાન થઈ શકયું નહિ. પાણી પર જામેલ બરફ પર દશ બાર હાથ અંદર ચાલ્યો, પછી હાથમાંની લાકડીથી બરફ તોડયું એટલે જે પાણી ઉપર આવ્યું તેનાથી ફક્ત માર્જન કર્યું, પરંતુ માર્જન કરવા માટે પાણીમાં આંગળી ડુબાવી કે વીંછીના ડંખ જેવી વેદના થઇ અને આંગળી જાણે હમણાં ગળીને નીચે પડશે એમ લાગ્યું ! માર્જન કરતાં કરતાં પાણીના છાંટાનું લાગલુંજ બરફ ( બરફના કણ ) જામી જતું, એટલી સખત ટાઢ હતી. આવે સ્થળે સ્નાન કરવું એટલે હાથેજ મરતી વખતનું સ્નાન કરવું ! આ સ્થળે રામેશ્વરથી લાવેલ સેતુ મેં મૂકયો અને પાછા વળતાં જોયું તો તે પર બરફ જામી ગયું હતું !

ગૌરીકુંડ ઉપર હું ત્રણ દિવસ હતો. સેતુ વગેરે

અર્પણ કરી તેમજ માર્જન કરી કુંડની કાંઠે આસન માંડી ઉત્તરાભિમૂખે હું ધ્યાન કરવા બેઠો.

આ રીતે શ્રીસદ્ગુરૂની કૃપાથીજ મારી મનોવાંછના પરિપૂર્ણ થઇ ! બહુજ આનંદ થયો. તે આનંદ વ્યક્ત કરવાને પણ હું અસમર્થ છું. શ્રી કૈલાસ, ગૌરીકુંડ, માનસ-સરોવર એ ત્રિસ્થળીનું દર્શન થવાથીજ મારો બધો થાક ઉતરી ગયો; ચિત્તપ્રસન્ન થયું અને જન્મારાનું સાર્થક થયું હોય એમ લાગ્યું. અંતઃકરણ મનમાં વિરામ પામ્યું, મન અંતઃકરણસહ ચિત્તમાં વિરામ પામ્યું, ચિત્ત અંતઃકરણ અને મન બન્ને સાથે બુદ્ધિમાં વિરામ પામ્યું અને બુદ્ધિ અંતઃકરણ, મન અને ચિત્ત એ ત્રણેની સાથે અહંકારમાં લય પામી, અને અહંકાર અંતઃકરણ, મન, ચિત્ત અને બુદ્ધિ એ બધાં સાથે સ્વરૂપમાં મળી ગયો ! જ્યાં ત્યાં આનંદ, આનંદ ! જ્યાં ત્યાં પ્રેમજ પ્રેમ ! જ્યાં ત્યાં જ્ઞાનજ જ્ઞાન ! આવે સ્થળે દેહભાવ શો અને બીજું શું ? આખું બ્રહ્માંડ સચ્ચિદાનંદમય ભાસ્યું ! પછી થોડીવારે દેહભાન આવ્યું અને હું પાછો ફર્યો. બીજે દિવસે સાંજે હું મારે મુકામને સ્થળે પાછો આવ્યો. તે વખતે બધામાં આશ્ચર્ય અને આનંદ ફેલાઇ રહ્યો. ત્યાં તે રાત્રે મુકામ કરી બીજે દિવસે “ તીર્થાપુરી ” જવા માટે સવારે પાંચ વાગે નીકળ્યા.

તીર્થાપુરી અમે બે દિવસે પહોંચ્યા. આ સ્થાન કૈલાસની વાયવ્ય દિશાએ આવેલ છે. રસ્તામાં "સતલજ" નદી ઓળંગવી પડે છે. સતલજ નદી રાકસ્તાલ સરોવરમાંથી નીકળી પશ્ચિમ તરફ વહે છે. તીર્થાપુરીમાં વસ્તી વગેરે કાંઇ નથી. ત્યાં એક ભસ્મનો ડુંગરો છે. એજ સ્થળે સતલજ નદીને કાંઠે રહેલ એક ઝાડીમાં પહેલા મહાત્માએ કહેલ સત્પુરૂષનાં મને દર્શન થયાં. દૂરથી મને આવતો જોઇનેજ તે મહાત્મા મારી તરફ આવતા હતા, એ જોતાંજ એકદમ દોડી જઇને મેં તેમનાં ચરણોપર મારૂં મસ્તક મૂક્યું. સ્મિત વદનથી તેમણે મને "વત્સ" કહી બોલાવ્યો અને મને લઇ પોતાની ગુફા તરફ ચાલવા લાગ્યા. મારા નોકરો અને ગુરૂનાદા તરફ તેમણે જોયું પણ નહિ. જતાં જતાં પાસેની એક ગુફામાં રહેવાનું તેમને કહી હું આગળ ગયો. આ મૂર્તિ પણ પહેલાંની મૂર્તિ જેવીજ હતી. માત્ર જરા વધારે વૃદ્ધ હોય એમ લાગતું હતું. મ્હોઢાપર તેવીજ શાંતિ, તેવુંજ ગાંભીર્ય અને તેવોજ પ્રેમ દ્રષ્ટિગોચર થતાં હતાં; આંખોમાં તેવુંજ બ્રહ્મતેજ ચળકતું હતું. વાણીમાં પણ તેવુંજ માધુર્ય હતું અને શરીર પણ તેવુંજ સુંદર અને તેજસ્વી હતું. એ તપસ્વીએ મને એટલુંજ કહ્યું કે હવે તું પણ આંખો મીંચીને બેસ અને હું પણ બેસું. તને હવે શું મળવું બાકી રહ્યું છે? મેં કાંઈ પણ જવાબ આપ્યો નહિ. આજ્ઞા પ્રમાણે ધ્યાન લગાવી બેઠો.

આ સ્થળે પણ સંતસમાગમ ત્રણ દિવસ સુધી થયો. સંતસમાગમનો આનંદ કેવો હોય છે તે મને અહિં અનુભવવાનું મળ્યું. આ બે મહાત્માનાં દર્શન થયાં ત્યારે મને મહાયોગિની સંતરંજબાઈ જેનું દર્શન તથા સહવાસ હું અગિયાર વરસનો હતો ત્યારે મને થયાં હતાં તેમનું સ્મરણ થયું. એ જોગણના જેવી પ્રેમાળ, શાંત, આનંદી, તેજસ્વિ તથા સુંદર મૂર્તિ મારા જોવામાં તે દિવસ સુધી આવી નહોતી. હજુ સુધી પણ કોઇ એવી નજરે પડી નથી. આ મહાયોગિનીના ચરણ કમલનો લાભ મને બ્રહ્માવર્તમાં થયો હતો. અસ્તુ! ચોથે દિવસે સવારમાં તે દિવ્ય મહાત્માના ચરણોમાં મસ્તક નમાવી "ગારટોક" જવા હું નીકળ્યો. જતી વખતે ગુરૂનાદા બાવો અને મારા કુલીને પણ તેમનાં દર્શન થયાં. ગારટોક જતાં અમને બે દિવસ થયા. ગારટોક એ પશ્ચિમ તિબેટની રાજધાની છે અને ત્યાં તિબેટી ગરપન (ગવર્નર) રહે છે. ગારટોક મોટું ગામ હશે એમ મને લાગતું હતું, પરંતુ ત્યાં જઈ જોયું તો વસ્તુસ્થિતિ તદ્દન જુદીજ જાતની હતી. તાકલાકોટમાં મને જેટલી વસ્તી જણાઇ તેથી પણ ઓછી વસ્તી મને ગારટોકમાં જણાઇ. અહિં શિયાળામાં તો બીલકુલ વસ્તી રહેતીજ નથી. અહિં પાસેજ "લે" નામનું એક ગામ છે, ત્યાંથી તાર્તરીમાં જવાનો રસ્તો છે. ગારટોક જવાનો રસ્તો તદ્દન નિર્જન પ્રદેશમાં છે. ગારટોકમાં ટાઢ બહુ સખત પડે

છે. અહિં ઇંગ્રેજ સરકારનો એજન્ટ, ઠાકુર જયનંદ રહે છે. ગારટોકમાં બે દિવસ મુકામ કરી પછી હું મારે રસ્તે પાછો ફર્યો. ત્યાંથી અમે ગ્યાનિમા ન જતાં વચલેજ રસ્તે થઇ તાકલાકોટ પાછા આવ્યા. આટલા પ્રવાસમાં મારી પ્રકૃતિ ઉત્તમ રહી હતી. માત્ર પ્રવાસની હેરાનગતિ અને ખાવા પીવાની સગવડ બરોબર ન થવાથી શરીર બહુજ કૃશ થયું હતું. એક દિવસ રાતના બર્ખાતર્જનમાં મને બે મોટા જુલાબ થયા. તાકલાકોટ પાછા જતી વખતે રાકસ્તાલ સરોવરની પાસેના ભાગમાં અમારા બહુજ હાલહવાલ થયા.

ગારટોક અને બર્ખાતર્જન એ બે વચ્ચેનો પ્રદેશ તદ્દન નિર્જન છે એ તો હું કહી ગયો છુંજ. બર્ખાતર્જન પાછા ફરતાં રસ્તામાં અમારે બહુ ભયંકર વરસાદ-તોફાનમાંથી પસાર થવું પડયું હતું. પવન અમારી સામે જોરથી વાતો હતો. તે પવન શરીરે ઝમઝમતો હતો એટલુંજ નહિ પરંતુ તેથી અમારા શ્વાસોચ્છાસમાં પણ હરકત નડતી હતી. અમારા પ્રાણ જવાની અણીપર આવ્યા; જીવ મુંઝાવા લાગ્યો, આંખ અને નાકમાં ધુમસ ગઈ હતી તેથી બરોબર ચલાતું નહોતું, તેમ આગળ સૂઝતું પણ નહોતું. આકાશ કાળા વાદળથી છવાઈ ગયું. બર્ખાતર્જન તે સ્થળેથી પાંચ માઈલ દૂર હતું. આ વખતે સાંજના ચાર વાગવાનો સમય થવા આવ્યો વતો. સો બસો હાથ બહુજ મુસીબતે ચાલ્યા, પરંતુ

પછી પગ ઉપડતા નહોતા! એક પગલું આગળ જઇએ ત્યાં તો પવનના જોરથી બે પગલાં અમે પાછા હઠી જતા હતા, એટલું સખત તેનું જોર હતું. જ્યાં ત્યાં ધુળજ ધુળ! દિશાઓ બધી ધુળથી ભરાઇ ગઈ હતી. અમે ચાલતા હતા તે જગા સપાટ મેદાન જેવી હતી એટલે આશ્રયનું એકે સ્થાન મળવાની આશા હતી નહિ. અમારાથી આગળ બીલકુલ ચલાતું નહોતું; અમે તદ્દન નિરુપાય થઇ પડયા! પવનના જોરથી ચાલવાની દિશા પણ ફરી જવા લાગી. સીધા પૂર્વ તરફ જવાને બદલે અમે દક્ષિણ તરફ વળવા માંડયા. છેવટે નિરુપાય થઈ ગોઠણીયા વાળી જમીન પર બેઠા; માથું નીચું નમાવી બે ગોઠણમાં ભરાવી ઉપર હાથ રાખી જમીન પર એમના એમ પડયા રહ્યા. અમારા શરીર પરથી રેતીના ગોટેગોટા ચાલ્યા જતા હતા, અને પવન જોરથી એક સરખો ફુંકાતો હતો. આવી સ્થિતિમાં અમે ત્રણ સાડાત્રણ કલાક કાઢયા. તોફાન સ્હેજ શાંત પડતાંજ અમે પાછી ચાલવાની, શરૂઆત કરી, અને સુમારે નવ વાગતાં બર્ખાતર્જન પહોંચ્યા.

ઉપર કહ્યા મુજબ સુમારે બાર કલાક સુધી અમે પવનમાં ચાલતા હતા. બર્ખાતર્જન મુકામ પર પહોંચ્યા તે વખતે મને ત્યાં પોસ્ટ ઓફીસમાં રહેવાની જગા મળી હતી. એક રાતનું બે આના ભાડું આપ્યું હતું. તે રાત્રે

મેં બીલકુલ ખાધું નહોતું. હું તદ્દન થાકી ગયો હતો. ફક્ત ચા પીધી અને સુઈ રહ્યો. સવારે ઉઠયો ત્યારે જરા આરામ થયો. પછી તાકલાકોટ જવા માટે ત્યાંથી બીજે દિવસે મળસ્કે પાંચ વાગતાં નીકળ્યા ત્યારે "ખોચરનાથ" નો એક લામા ચામડાં ખરીદવા માટે બર્ખાતર્જન જતો હતો તે અમારી સાથે થયો. તેની સાથે પણ ચામડાનો બોજો ઉપાડનારૂં એક ગધેડુંજ હતું, સવારે તોફાનનું કોઈ પણ જાતનું ચિહ્ન જણાતું નહોતું. સાત વાગે નાસ્તો કરવા માટે પાણીનું સ્થાન જોઈ મેદાનમાંજ મુકામ કર્યો. સુમારે અગિયાર વાગતાં સુધી તે બન્ને તિબેટીઓનું ખાણું ચાલતું હતું, ત્યાં સુધી અમે આકાશ તરફ અને આસપાસ જોતા બેઠા હતા. પછી મારા કુલી અને ગુરૂનાદા ખભે કામળા લઈ નીકળી પડયા. હું આંખો મીંચી તડકામાં સ્વસ્થ બેઠો આ વખતે મારી પાસે છત્રી પણ નહોતી. અમે ત્યાં મુકામ કર્યો હતો તે દરમિયાનમાં "લ્હાસા"ના ત્રણ લામાઓ કૈલાસની યાત્રા માટે જતા હતા તેમણે પણ ત્યાંજ મુકામ કર્યો. તેમનો પહેરવેશ બહુ રમુજી હતો. માથે ઉંચી અણી-વાળી બનાતની રાતા રંગની ટોપી, શરીરે તેવાજ રંગનો બખુ, પગમાં દોકચીઓ અને હાથમાં લાલ રંગની ધજા-વાળુ ભાલું. તે ત્રણ જણુ પૈકી એક ગુરૂ અને બે જણુ તેના શિષ્ય હતા. પાસે આવતાંવેંત તેમણે તિબેટી ભાષામાં ધર્મગ્રંથમાંથી થોડાએક ( મોઢે ) પાઠ કર્યો અને હાથમાંનું

લાકડાનું ભિક્ષાપાત્ર આગળ ધર્યું. મારા ભોમિયાએ અને તે લામાએ તેમને એક મુઠી સાથવો આપ્યો. અમે જતા હતા ત્યાં સુધી તેમનું પણ ખાણું ચાલુંજ હતું,

શુમારે બાર વાગતાં અમે આગળ ચાલવા લાગ્યા. પંદર મિનિટમાં આકાશમાં વાદળાં ચડવા લાગ્યાં. પછી થોડી વારમાં પવન પણ સુસવાટા કરતો વહેવા લાગ્યો. મને લાગ્યું કે કરાનો વરસાદ હવે હમણાં શરૂ થશે. રાકસ્તાલ સરોવરના વાયવ્ય કિનારાપરના પર્વતની તળેટીમાં પહોંચ્યા ન પહોંચ્યા ત્યાં તો તડોતડ કરા પડવા લાગ્યા. પછી શું પુછવું! આ વખતે અમને બધાને કરાનો મારો અસહ્ય થતો હતો. સૌથી આગળ મારો ભોમિયો અને તેનું અત્યંત કૃશ અને મરણ શય્યાએ પડેલું બિચારૂં ગધેડું અને તેને પડખે અમારી સાથેનો તરુણ લામા અને તેનું ગધેડું ચાલતાં હતાં. તેમની પાછળજ હું મારા પોતામાંજ આનંદ માનતો અને વચ્ચે વચ્ચે તે તોફાનનું અવલોકન કરતો ધીમે ધીમે ચાલતો હતો. મારી પાછળ પંદર વીશ હાથને અંતરે ગુરૂનાદા બાવો તદ્દન હતાશ થઇને થાકી ગયેલો, ડોક નીચી રાખીને ચાલતો હતો, અને તેની પાછળ લગોલગ મારા કુલીઓ તેને આશ્વાસન આપતા ચાલ્યા આવતા હતા. આશરે અરધી ચઢણ ચડયા ત્યાં તો તોફાનની પરિપૂર્ણતા થઈ! એક પગલું પણ આગળ ભરાતું

નહોતું. અમે બધા ભેગા થઈ નીચાં માથાં કરી પાસે પાસે ઉભા રહ્યા. ગુરૂનાદા બાવો ધબ દઇને જમીન પર એટલે કરાના થર પર પડયો! ડોળા ધોળા થઇ ગયા! મોરપંખી બાવાએ મને એક જાતનું ઓસડ આપી રાખ્યું હતું તે સઘળું મેં ગુરૂનાદા બાવાના મોંમા નાંખી દીધું. કરાનું તોફાન હજુ જુદ્દમી થયું નહોતું; પૂર્ણ જોસમા ચાલુ હતું! થોડીવારે ગુરૂનાદાને ઠીક થયું, અને તે શુદ્ધિમાં આવ્યો. મારા એક તરૂણ કુલીએ અને તે તરૂણ લામાએ બન્ને બાજુથી ગુરૂનાદાને પકડી ઉભો કર્યો. બાવાથી એક પગલું પણ ભરાતું નહોતું એટલુંજ નહિ પણ તે ઉભો પણ રહી શકતો નહોતો! તેને માટે મને મોટી ચિંતા ઉત્પન્ન થઇ. છેવટે મેં વિચાર કર્યો કે અહિં તોફાનમાં ઉભા રહેવું યોગ્ય નથી, આગળ ચાલવું એજ સારૂં. એક કુલી અને લામાએ બાવાજીને ઉપાડી લીધો, અને તેઓ ધીમે ધીમે આગળ ચાલવા લાગ્યા. મારા ભોમિયાએ બન્ને ગધેડાની તપાસ રાખવાનું માથે લીધું. ચઢણ ચડીને અમે પર્વતને શિખરે જઇ પહોંચ્યા. તોફાન હજુ જોરમાં ચાલુજ હતું. રાકસ્તાલ અને માનસ સરોવર દેખાવા લાગ્યાં. પાછળ જોઉં તો કૈલાસ પર્વત સ્હેજ સ્હેજ જણાતો હતો. એટલા ભયંકર તોફાનમાં પણ નિસર્ગ દેવીએ પોતાના સૌંદર્યથી મારૂં મન હરી લીધું. આકાશ તરફ તો જોઇ શકાય તેમજ નહોતું, કારણ ત્યાંથી અમારી પર કરારૂપી ગોળીઓનો વરસાદ

ચાલુજ હતો. નીચે જમીન તરફ જોઇએ તો આખો પર્વત ધોળો સફેદ દેખાતો હતો અને જ્યાં ત્યાં એમજ લાગતું હતું કે કપુરની જમીન છે. જમણી બાજુ જોઇએ તો શું રાકસ્તાલની શોભા! તે વિશાળ જળસમૂહના પાણીમાં કરા ટપટપ પડતા તે વખતે પરપોટા થઇ વર્તુલાકાર મોજાં ઉભાં થતાં હતાં; અને તે લંબાઈ લીન થાય ન થાય ત્યાં તો પાછી બીજી ઉર્મીઓ ત્યાં ઉઠીજ હોય. આખા સરોવરમાં પરપોટા અને તે વર્તુલાકાર ઉર્મીઓ! કરા પડતાં જે ઝીણા પાણીના કણ ઉડતા હતા, તે મોતી જેવા દેખાતા હતા. ચારે તરફ પાણી પરના પોટા જાણે ફુલાવેલ કાચના દીવા હોય તેવું મને લાગતું હતું. ચોપાસ ધોળી જમીન અને વચમાં ભૂરૂં પાણી! તે વખતનો દેખાવ અત્યંત મોહક હતો એમાં કંઈજ સંશય નથી. વારૂ, ડાબી બાજુએ જોઇએ તો તે પવિત્ર વર્તુલાકાર વિશાળ માનસ સરોવરના પૂર્વ તરફના અર્ધવર્તુલ પર સૂર્યનાં કિરણો પડતાં તે અર્ધ-વર્તુલાકાર સરોવરમાંનુ પાણી અને તેમાંના જલતરંગ ચળક ચળક ચળકારા મારતા હતા, અને પશ્ચિમ તરફના અર્ધ-વર્તુલાકાર પાણીમાં વાદળાંની છાયા પડવાથી તે બહુજ શાંત અને ગંભીર જણાતું હતું. માનસ સરોવર તરફ તોફાન ન હોવાથી તેનું દૂરથી દેખાતું પાણી બહુજ શાંત દેખાતું હતું, અને તેથી તે એક જુદીજ જાતનો આનંદ આપતું હતું. હું ટાઢ, પવન અને કરા બધું ભૂલી ગયો.

બધા તે પર્વત પરના સપાટ પ્રદેશમાં મારી આગળ ચાલતા હતા. તે મારાથી ઘણા આગળ નીકળી ગયા હતા, અને હું તે સર્વશક્તિમાન, બ્રહ્માંડનાયક પ્રભુની અગાધ શક્તિનું કૌતુક નીહાળતો, આસપાસની શોભા જોતો જોતો, તે તોફાનમાં ધીમે ધીમે ચાલ્યો જતો હતો. મારી અને તેમની વચ્ચે અંતર ઘણું પડયું. બધા ઉતાર ઉતરવા માંડયા ત્યારે હું પર્વતના શિખર પરજ હતો. કરાનુ તોફાન ધીમે ધીમે ઓછું થવા માંડયું, અને કપાસના જેવું પોચું બરફ પડવા માંડયું. ચાલતાં ચાલતાં તે પોચું બરફ અમારી પર પડતું અને ઠરી જતું. અમે વારંવાર શરીર પરનું બરફ ઝાટકી નાંખતા હતા. ઉતાર ઉતરી પર્વતની તળેટીમાં રાકરતાલ સરોવરને કાંઠે અમે સાંજે પાંચ વાગે આવી પહોંચ્યા. આ વખતે બરફ પણ બહુજ થોડું થોડું પડતું હતું. વિશ્રાંતિ લેવા માટે થોડીવાર સુધી બેસી અમે શુમારે દોઢ માઈલ દૂર ચાર પાંચ માણસ બેસી શકે એવી એક ડુંગરમાં જગા છે, ત્યાં રાત્રિનો મુકામ કરવાના હેતુથી રહ્યા. બહુ મુશ્કેલીથી અમે ત્યાં દેવતા સળગાવ્યો. ચકમકની જામગરી હવાઈ ગઈ હતી તેથી દેવતા સળગાવતાં ત્રણ કલાક અમારે મહેનત કરવી પડી. સ્થાન ભિંજાએલ, ઝાંખરા પણ લીલાં અને ચકમકની જામગરી પણ હવાઇ ગએલી, એટલે મહા મુશ્કેલીથી દેવતા સળગાવી ચા કરી, અને આહાર વગેરે આટોપી રાત્રે નવ વાગે અમે ધરણી પર પડયા. રાત્રે મને

બીલકુલ ઉંઘ આવી નહિ. મળસ્કે સૌને મેં જ જગાડ્યા. પ્રાતર્વિધી આટોપી ચા વગેરે પીને આગળ રસ્તે પડતાં શુમારે આઠ વાગ્યા. આકાશ સવારથીજ અભ્રાચ્છાદિત હતું. અમે રાકસ્તાલને પૂર્વ કિનારે ચાલતા હતા. દક્ષિણ કિનારા પરનો ડુંગરો ચઢી ડુંગરની સપાટી પર આવ્યા ત્યાં સુધી તોફાન વગેરે કંઈ નહોતું. કૈલાસ પર્વત અને ગેરૂલા માંધાતા પર્વત તદ્દન સ્પષ્ટ દેખાતા હતા. આ વખતે આકાશમાં એક પણ વાદળું નહોતું, અને મધ્યાહ્નનો કડક તાપ પડતો હતો. કૈલાસ પર્વતનાં છેવટનાં દર્શન કરી અમે આગળ ચાલવા લાગ્યા. શુમારે પાએક માઈલ ચાલ્યા નહિ ત્યાં તો મારો ભોમિયો એકદમ બેસી ગયો. શું થયું તે જોવા અમે તેની આસપાસ ફરી વળી તેને પૂછવા લાગ્યા. તેણે સાનથી સમજાવ્યું કે માથું બહુજ દુઃખે છે. તેની આંખમાંથી પાણી વહેવા લાગ્યું. ઉપર બીલકુલ જોવાતું નહોતું. જમીન પર તે ઉંધો સૂતો હતો. તીખાં ( કાળાં મરી ) અને ગોળ તેને ખવરાવ્યાં, પરંતુ ઠીક થયું નહિ. તેણે કહ્યું કે તમે ધીમે ધીમે આગળ ચાલો, હું થોડીવાર સુધી અહીંજ સુઇ રહીશ. ઠીક થશે એટલે પાછળ આવું છું. અમે આગળ ચાલવા લાગ્યા. પાછળ ઘણે દૂર તે આવે છે એમ અમને જણાયું. શુમારે બે વાગતાં પવન જોરથી વાવા લાગ્યો. અમે જે દિશા તરફ એટલે દક્ષિણ તરફ જતા હતા તેની સામે એટલે અમારા મ્હોડા પર તે પવન લાગતો હતો. સાંજના સાત

વાગતાં સુધી તે પવનને લીધે અમે બહુ હેરાન થયા! અમારાં ગાત્ર શિથિલ થઈ ગયાં હતાં! મોઢું સુકાઈ ગયું, અને પગે ગોટલા બાઝવા માંડ્યા! અમારા કરતાં તે તરૂણ લામાને બહુજ ઓછી હરકત પડી, કારણ તે ત્યાંનોજ રહેવાસી હતો. ઉપરાંત સવા મહીનાના પ્રવાસની મુશ્કેલીઓથી અમે બહુ અશક્ત થઇ ગયા હતા. સાંજે સાડા સાત વાગતાં અમે "સંગવંગ" નામના એક નાનકડા ગામડા પાસે આવ્યા.

તે આખો દિવસ અમે બધા હેરાન થયા ખરા, પરંતુ તેમાં પણ મારો ભોમિયો તો બહુજ હેરાન થયો. તેની પ્રકૃતિ બહુજ બગડી હતી; તેમાં સખત પવનમાં ચાલવું પડયું તેથી તેને તાવ આવ્યો. ચાલતાં ચાલતાં તે લથડીઆં ખાતો હતો. બીજાની મદદ વિના તે ચાલતો નહોતો. મારા કુલીઓ અને તે તરૂણ લામાની મદદથી અમે તેને સંગવંગ સુધી તો લઈ ગયા. એક નિર્મળ પાણીનો પ્રવાહ વહેતો હતો તેને કાંઠે અમે રહ્યા. ખાણું થઈ રહ્યા પછી મેદાનમાં અમે એમનાએમ પડી રહ્યા. મને ઉંઘ આવતી નહોતી. ભોમિયો અને ગુરૂનાદા મોટેથી કાંસતા હતા. તેમની એ સ્થિતિ જોઈ મને બહુ લાગી આવ્યું! તેમની પાસે થોડી થોડીવાર બેસી હું પાછો મારી પથારી પર (ધાબળી પર) આવીને બેઠો. સવારે ઉઠયા પછી બન્નેને ઠીક લાગ્યું. સવારે ચા વગેરે પીધા પછી ભોમિયાને આરામ થયો.

બપોરના બાર વાગતાં તાટલાકોટ જવાના ઇરાદાથી અમે સંગવંગ છોડયું. સાંજે છ વાગે છ મહિના પૂર્વે જે ગુફામાં અમે ઉતર્યા હતા ત્યાં આવી પહોંચ્યા. આ ગુફા "કર્નાળી" નદીને કાંઠે છે. અહિં આવ્યા પછી અમારી સાથેનો લામા ખોચરનાથ ગયો. ભોમિયો પોતાના ભારવાહક ( ગધેડા )ને લઇ ઘેર ગયો, અને અમે ચાર જણા તાકલાકોટ જવા નીકળ્યા. આશરે સાત વાગે મારા ઓળખીતા એક ભૂટિયા વેપારીના તંબુમાં આવી પહોંચ્યા. તાકલાકોટ આવતાં રસ્તામાં મને એક સખત રેચ લાગ્યો હતો તેથી હું તદ્દન અશક્ત થઈ ગયો હતો. તે વેપારીના તંબુમાં આવતાંજ મને ચકરી આવી અને શુમારે પા કલાક હું સ્વસ્થ પડયો રહ્યો. થોડીવારે મને આરામ થયો. તે વેપારીએ મને સાકર (ગાંગડા) અને તીખાં ( કાળાં ) ખવરાવ્યાં, તે ખાઈ મેં પાણી પીધું; એટલે મને પૂરતો આરામ થયો. તેજ વેપારીનું એક બીજું ઝુંપડું (તંબુ જેવું) હતું તેમાં મારી રહેવાની સગવડ થઈ.

માનસ સરોવર જતી વખતે આ સ્થળે બિલકુલ વસ્તી નહોતી. અત્યારે પાંચસો છસો તંબુનું એક ગામજ વસી રહ્યું હતું. વ્યાસ, દાર્મા, ચૌદાસ વગેરે બાજુના ભુટિયા વેપારી હિન્દુસ્તાનમાંથી ગરમ કપડું, કરિઆણું, પરવાળાં અને થોડાં મોતી તથા ધાન્ય વગેરે વેપારનો સામાન લઇ આવ્યા હતા. તે તંબુના ગામમાં જ્યાં ત્યાં સામાનથી લાદેલાં

બકરાં, ઝુબુ, યાક, અને ઘોડાં નજરે પડતાં હતાં. સામાનથી ભરેલી નાની મોટી ગુણોના ઢગલે ઢગલા દેખાતા હતા. વેપારની મોસમની શરૂઆતનો તે સમય હોવાથી હુણિયા, જુમલી, ભુટિયા, વગેરે લોકોની આવજા શરૂ થઇ હતી. તાકલાકોટ અને ગ્યાનીમાં એ બે સ્થળે એ ચાર મહિના—જુલાઈ, ઓગષ્ટ, સપ્ટેમ્બર અને ઓકટોબર—બજાર ભરાય છે. એ વખતે લેવડ દેવડ પણ ઘણી થાય છે. તાકલાકોટમાં જકાત લેવાય છે. જોહાર બાજુના ભુટિયા ગ્યાનિમાં જાય છે, કારણ "જોહાર" ઘાટથી આવવાનો તેમનો રસ્તો છે અને ત્યાંથી ગ્યાનિ પાસે છે. જોહાર પ્રગણામાંના ભુટિયા, બ્યાસ પરગણામાંના લોકો કરતાં વધારે સુશિક્ષિત છે.

તાકલાકોટ એક દિવસ મુકામ કરી હું ખોચરનાથ ગયો. આ સ્થાન તાકલાકોટની પૂર્વમાં બાર તેર માઈલ પર છે. ખોચરનાથ જતાં રસ્તામાં બે ત્રણ ગામડાં આવ્યાં; તે દરેકમાં ચાર ચાર પાંચ પાંચ લીલાંછમ ઝાડો પણ અમે જોયાં. પશ્ચિમ તિબેટમાં મંદિર બૌદ્ધ રીતિનું છે. અને પૂજા વગેરે તેજ પદ્ધતિથી થાય છે. પૂજારી એક લામાજી છે. મંદિર બહુજ મોટું છે, અને તે પુરાતન કાળનું હોય એમ લાગે છે. કર્નાળી નદીને કાંઠેજ આ સ્થાન હોવાથી તેને વધારે શોભા આવી છે. નદીને ઘાટ વગેરે કાંઇ નથી. રામ, લક્ષ્મણ અને સીતાની મૂર્તિઓ સુમારે ૭ ફુટ ઉંચી હોઇ

પંચધાતુની બનાવેલી છે. સિંહાસન પણ તેજ ધાતુનું બનાવેલું છે. આ સિંહાસન પરનું કોતરકામ જોવા લાયક છે. અહિં બૌદ્ધધર્મગ્રંથોનું પુસ્તકાલય છે. આ મંદિરમાં રાવણ, કાળી, વગેરે રાક્ષસ અને દેવતાઓની બીજી પુષ્કળ મૂર્તિઓ છે. મંદિરની ફરતી વંડી છે. અંદર આસપાસ આંગણું છે. એક રાત મુકામ કરી અમે તાકલાકોટ પાછા આવ્યા. તે દિવસે તાકલાકોટમાં ધર્મગ્રંથનો વરઘોડો હતો. સુમારે પાંચસો છસો ગ્રંથ રંગીન લાકડાની પેટીમાં રાખેલા હતા. દરેક સ્ત્રીએ પેટી માથે ઉપાડી હતી અને નવાં લુગડાં પહેરીને તેઓ એક પછી એક ચાલતી હતી. આગળ પાછળ અને આજુબાજુ ઘોડા પર બેસી છોકરાં ચાલતાં હતાં. પરદેશી મુસાફરને દેખાવ બહુ આનંદદાયક લાગે છે.

તાકલાકોટ આવ્યા પછી મુકામ બે દિવસ રાખ્યો હતો. એક દિવસ સાંજે ઝુંપન એક વેપારીની દુકાને આવ્યો હતો; ત્યાં હું તેને મળ્યો. મને કુશળ સમાચાર પુછ્યા પછી મારી તરફ જોઇ તેણે કહ્યું, "તિબેટની હવા તમને માફક આવી હોય એમ લાગે છે. "લ્હાસા" આવવાની ઇચ્છા હોય તો એક વરસ આનંદથી મારી સાથે રહો, એટલે બીજે વર્ષ આપણે સાથે લ્હાસા જશું. તમને બીલકુલ હરકત આવશે નહિ. મેં તેની તે ઇચ્છા બદલ આભાર માન્યો અને કહ્યું કે આપના કહેવા પ્રમાણે હું હવે એક

વર્ષ રહી શકું તેમ નથી. હિન્દુસ્તાન પાછા આવવા માટે તાકલાકોટથી હું સવારે પાંચ વાગે નિકળ્યો. સવા રૂપીઓ ભાડું કરી એક ઝુબુ લીધો. હું અશક્ત બહુજ થયો હતો, પરંતુ પ્રકૃતિ નિરોગ હતી. ઝુબુ કાલાપાણી સુધીનોજ હતો. લિપુધાટને રસ્તે જવાનો વિચાર કર્યો હતો. લિપુધાટના મુખ પાસે હું બપોરે સાડા બાર વાગતાં આવી પહોંચ્યો. અહિં તિબેટની હદ પુરી થાય છે. આ ઘાટ સત્તર હજાર ફુટ ઉંચો છે. લિપુઘાટને માથે ઉભા રહી મેં એકવાર તિબેટ તરફ અને એકવાર હિન્દુસ્તાન તરફ જોયું. મારૂં અવલોકન સુમારે પંદર વીશ મિનિટ સુધી ચાલ્યું હતું. લિપુધાટમાં આ વખતે બરફ બહુ નહોતું. આ ઘાટ પહેલાં કરતાં સ્હેલો અને રસ્તો બહુ રમણીય હતો. તિબેટમાં ગયા ત્યારે હિન્દુસ્તાનમાં સખત ઉનાળો ચાલતો હતો. પાછો આવ્યો તે વખતે વર્ષાઋતુ-ચોમાસું બેઠું હતું. હિમાલય પર્વતની શોભા આ વખતે જુદીજ જાતની થઈ હતી. કાળાપાણી આવતી વખતે રસ્તામાં જંગલી ગુલાબનાં ઝાડ બહુ ફૂલ્યાં હતાં. શુભ્ર, ગુલાબી, રાતા, પીળા એવા જુદા જુદા રંગનાં ગુલાબ નેત્રોને આનંદ આપતાં હતાં. સિવાય જુદી જુદી જાતના અનેક રંગનાં જંગલી ફૂલોનો ગાલીચોજ પાથર્યો હોય એમ લાગતું હતું. દેવદારૂ, ઓક, અને ભૂર્જપત્રનાં વૃક્ષો લીલાછમ દેખાતાં હતાં. ચોખા, મુંડવા, જવ વગેરે ધાન્યનાં લીલાં ખેતરો જોઈ મનમાં બહુજ આનંદ થયો.

તિબેટમાં એક દોઢ મહિના દરમ્યાન લીલું પાંદડું પણ નજરે પડયું નહતું. કૈલાસ, માનસરોવર વગેરે સ્થળે અવલોકન કરેલું સૃષ્ટિસૌંદર્ય અને આ હિમાલયનું સૃષ્ટિસૌંદર્ય એ બેનું વિસ્મરણ આ જીવનમાં થશે નહિ, એટલુંજ નહિ, પરંતુ જ્યારે આ દેખાવો મારી નજરે તરે છે ત્યારે મને ઘણો આનંદ થાય છે, અને મારૂં ચિત્ત પ્રભુમાં વિરામ પામે છે.

હિમાલયની આ વર્ષા ઋતુની શોભાનું અવલોકન કરતાં મારું મન બહુજ આનંદમાં આવી ગયું. આ રીતે હિમાલયની શોભા જોતો, ધીમે ધીમે માર્ગક્રમણ કરતો હતો તેવામાં રસ્તામાં એક નદી આવી; નદી ઓળંગી પાર ગયો; શુમારે પંદર વીશ ફૂટ ઉંચાઇની સીધી ચઢણ ચડી ઉપર જતાં જતાં, ઝુબુપર બેસવાનું તેની પીઠપરનું પલાણ સરકી પડયું, અને હું એકદમ નીચે પડયો હોત, પરંતુ સ્હેજ બચી ગયો. કાળ આવ્યો હતો પરંતુ વખત ભરાયો નહોતો, એ સાચું. સાંજે છ વાગતાં અમે કાળા પાણી પહોંચ્યા. અહિં તદ્દન જંગલ છે; ગીચ ઝાડી છે અને પ્રદેશ જો કે શાંત અને રમણીય છે તોપણ બિહામણો છે. કાલીગંગા અહીંથીજ નીકળે છે. મૂળ પાસે એક દેવીની મૂર્તિ છે. બેત-રમાંની એક ખળીમાં અમે મુકામ કર્યો. કાળાપાણીનું જંગલ બહુ આનંદદાયક છે. અમે જ્યાં મુકામ કર્યો હતો ત્યાં સ્વચ્છ જલપ્રવાહનું સુંદર જાળું પથરાઈ રહ્યું હતું. આસ-

